# બલિદાન

૧૯

પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મન્દિર

૧૮૦—કેળાંપીઠ

સુરત

પ્રથમાવૃત્તિ

કિંમત પાંચ આના

# ગાંડીવ સાહિત્ય વાટિકા

| | | |
|---|---|---|
| ૧ | બોમ્બયુગનું બંગાળા | ૧ |
| ૨ | હાય આસામ | ૧ |
| ૩ | કલકત્તાનો કારાગુહ | ૧। |
| ૪ | પંજાબનું પ્રચંડ કાવતરૂં ૧–૨ | ૨) |
| ૫ | નિહિલિસ્ટોના પંજામાં | ০।।। |
| ૬ | કાળું ગુલાબ | ૧।। |
| ૭ | બ્રહ્માંડનો ભેદ | ૩।। |
| ૮ | આનંદમઠ | ૧।। |
| ૯ | અમૃતનો પ્યાલો | ০।।= |
| ૧૦ | નામ વિનાની નવલકથા | ૨) |
| ૧૧ | કરણઘેલાનું કથાવિધાન | ০। |
| ૧૨ | પાંડવ ગુપ્ત નિવાસ | ০।।। |
| ૧૩ | જેલનો અનુભવ | ০।। |
| ૧૪ | નીતિ ધર્મ | ০।। |
| ૧૫ | રાષ્ટ્રીય ગરબાવળિ | ০। |
| ૧૬ | ખાંયણાં | ০।– |
| ૧૭ | ગીતાંજલિ | ૧। |
| ૧૮ | પારસમણિની શોધમાં | ૨) |
| ૧૯ | બલિદાન | ০।– |



ગાંડીવ છાપખાનું કેળાંપીઠ સુરતમાં
છાપી ગાંડીવ સાહિત્ય મંદિરમાંથી
નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કરી

‘ગાંડીવ’ પત્રના મુખપૃષ્ઠો પર આવી ગયેલી કુરબાનીની આ કથાઓને પુસ્તકાકારે પ્રગટ કરતાં આનંદ થાય છે.

આ મુખપૃષ્ઠો પ્રજામાં ખૂબ પ્રિય થઇ પડયાં હતાં એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમાંના ઘણાખરાં ગુજરાતના બબ્બે ત્રણ ત્રણ પત્રોમાં પુનર્મુદ્રણ તરીકે પણ છપાયા છે અને કેટલાંક હજુ પણ કોઇ કોઇ વાર છપાય છે. સ્વામી ભિક્ષુ અખંડાનંદજીએ કેટલાંકનો ઉપયોગ તેમના શુભસંગ્રહમાં કરેલો છે.

વીર રસના આવા કિસ્સાઓને યોગ્ય ભાષામાં રચી ગુજરાતમાં પ્રચારવાની જરૂર સ્વયંસિદ્ધ છે.

ખેદની વાત એ છે કે આ ચોપડી લગભગ ત્રણ સાડા ત્રણ વરસ પર છાપવા માંડેલી. થોડા પાના છપાયા

કે તે કામ અટકી પડેલું ને કેટલાક નકશાઓનો ભોગ તો ઉધાઈએ પણ લીધો. તે પછી બાકીનો ભાગ ઘણાં ગાળે ગાળે છપાયો. આવું બધું છપાયાથી મુદ્રણની જે સુંદરતા જાળવવા ધારેલી તે જાળવી શકાઈ નથી. પણ બીજી આવૃત્તિ કાઢવાનો અવસર પ્રાપ્ત થાય તો એ ધારણા જરૂર પાર પડશે એવી આશા છે. પુસ્તકમાંની એ અને બીજી ત્રુટિઓ માટે વાંચક વર્ગ ઉદાર દિલે ક્ષમા કરે.

**ન. વી.**

# મૈયા, તારે ખાતર !

હજાર હજાર વરસોનાં વહાણાં એ વાતને વાઈ ગયાં છે.

ક્રેકો શહેરને નાકે આવેલા મનોહર મહેલની અગાશીમાં સોળ વરસની એક કન્યા ઉભી હતી.

આકાશમાં કાળાં વાદળ છાયાં હતા. રાત્રિ પડવા આવી હતી, અને સારી સૃષ્ટિ અંધકારની ગોદમાં લપાઈ હતી.

ગણુ કન્યા હતી જાણે એ અમાવાસ્યાનો ચન્દ્રમા. તપ્ત સુવર્ણ પેઠે એની કાંતિ ઝળકારા મારતી એની અણિયાળી આંખોમાંથી દેવતાઇ નૂરનાં કિરણો ચમકતાં. ભલભલી અપ્સરાઓને શરમાવે તેવું તેનું સૌંદર્ય યૌવનના બહારમાં ખીલી નીકળેલું હતુ. અને આજે—

× × × ×

—આજે તો એ દૈવી દેહમાંથી લખલખતી જ્યોતિ પ્રકાશી રહી હતી. પોલાંડની એ રાજકુમારી વેં-દા છૂટે કેશે જાણે સતી થવા નીકળી હતી. એનાં રૂપ

રૂપના અંબાર પર દેશદેશના રાજાઓ મોહ્યા હતા. એના દેહને વેચાણ લેવા યૂરોપનો એકેએક રાજવી મથી રહ્યો હતો.

—અને મથી રહ્યો હતો જર્મનીનો પાટકુંવર! પણ, વેંદાની અણિયાળી આંખોએ એના પર ભુરકી નાંખી હતી?

ના, ના! પોલાંડના લીલમલીલા ખેતરોની, પોલાંડની ગગનની અટારી સમી હવેલીઓની, પોલાંડના ભર્યાભરપૂર ધનભંડારોની એને તો લગની લાગી હતી. એને વેંદા તો જોઇતી હતી. પણ સાથે સાથે સારૂંય પોલાંડ એને હોઇયાં કરવું હતુ.

ને જર્મનીના પાટકુંવરે કન્યાના માંગાંનાં કહેણ મોકલ્યાં.

પિતાએ પુત્રીને બોલાવીઃ બેટા, જર્મનીનાં કહેણ આવ્યાં છે. સ્વીકારીશું? પોલાંડને માથે જર્મનીની તલ્વાર ઝઝુમે છે. દેશમૈયાના બાલુડાંને માટે ગુલામીનાં બંધનો રચાવા માંડયા છે. પણ વેંદા, વેંદા, તું તો થઇશ જર્મનીના મહાસામ્રાજ્યની મુકુટધારિણી મહારાણી?

"ખામોશ, પિતાજી, આ શું બોલો છો? મહારાણી થઇશ, મારા દેશબંધુઓનાં શબ પર પગ મૂકીને? મારાં ભાંડરડાંને કાજે સોનાની સાંકળો ઘડવાનું હું એરણ બનીશ? બાપુજી! બાપુજી! શું બોલો છો? એને ગહલે તો, ન પડે આ

દેહ પતિતપાવની વિશ્ચ્યુલા મૈયાના ખળખળ વહેતા અગાધ જળરાશીમાં! પોલાં-ડના નંદનવનમાં હું નરકના કુંડ રચીશ? ના, ના, મારૂં એ નંદનવન તો બાપુ, નંદનવનજ રહેશે. ને, એ રાજકુંવર શેને મોહ્યો છે? આ ફાની દેહને? હાડમાંસ રૂધિરભર્યા આ ગંદા શરીરને! મોહવા દો એને. એ મોહક શરીર આજે વિશ્ચ્યુલા મૈયાને ખોળે જઇ પડશે."

+ + +

જુઓ, જુઓ. અગાશીમાં ઉભેલી એ પોલાંડની કૃષ્ણકુમારી હાથ જોડે છે. જુઓ, એ ઉંચું જુએ છે. ને એની આંખમાંથી સ્વર્ગ તરફ સંદેશા વહે છે અને પછી—

"પોલાંડ મૈયા કી જય!"

અગાશીમાંથી એ કૂદકો મારે છે. વિશ્ચ્યુલા મૈયાના અગાધ જળમાં એનો લખલખતો દેહ જઇ પડે છે. પોલાંડની ગુલામીના ભણકારા, એ ધબાકાના સમ-સમાટની સાથેજ શમી જાય છે!

+ + +

ને મર્ત્ય લોકનાં માનવીએ નો ન નિરખ્યું–ન સાંભળ્યું–પણ દેવોનાં દુંદુભિ વાગ્યાં, ને આકાશમાંથી ફુલડાં વેરાયાં!

# સિંહણની છાતી

એ જુલમી રાજાનો મદ તોડવા એણે શસ્ત્ર ઉપાડયાં. જેનાં છાંયા હેઠળ શાંતિ પામવાને બદલે લોકોનાં હૈયામાં ભડભડ દવ સળગતો તેની સત્તાને ધૂળમાં રગદોળવાને શિરને સાટે એણે રણઘેલા પ્રજાજનોની સરદારી સ્વીકારી અને ચીનના એ મહાજાલિમ સમ્રાટને યુદ્ધનાં કહેણ કહાવ્યાં. સમ્રાટે દરબાર ભર્યો: "કોણ છે આ પત્રનું લખનાર મગતરૂં? ચીનના સર્વસત્તાધારી નરેશ સામે ઉંચી આંખો કરનાર કોણ છે આ, જેને માથે કાળ ભમી રહ્યો છે? જમદેવનાં એને તેડાં આવ્યાં છે કે શું?"

સેનાપતિએ ટહુકાર કર્યો: "મહારાજ! એની માતા તો આપણા કેદખાનામાં સબડે છે. હુકમ કરો, કે તેનું ધડ શિરથી જૂદું પડે."

સમ્રાટે ફરમાન કાઢ્યું: "જણાવો એ ડોશીને કે તારા પુત્રને તલ્વાર મ્યાન કરવાનું ફરમાવ."

હાથમાં ખંજર લઇ સેનાપતિ ડોશીમા પા઼ં આવ્યો.

\+ + +

નાનકડી કોટડીમાં એક ખુણે એ બેઠી હતી. ગાત્ર એનાં ગળવા લાગ્યાં હતાં. શરીર હાડચામનો માળો હતું. પણ એ હાડચામના માળા પાછળ બ્રહ્માંડને ડોલાવે તેવો આત્મા ભભુકતો હતો. બાર ઉઘાડયાં ને ખંજર સહિત સેનાપતિએ આવી સમ્રાટના સંદેશા આપ્યા.

"તલ્વાર મ્યાન કરવાનું ફરમાન તારા પુત્રને, ઓ ડોશીમા! નહિ તો, આ ખંજર તારી છાતીમાં ભોંકાઇ તને પળવારમાં હતી નહતી કરશે."

પણ જગતના ઇતિહાસે જેનાં નામ જાણ્યા નથી એવી તે સિંહણ હતી! એ નનામી વીરાંગનાની ગગનભેદી ગર્જના ચીનના ઇતિહાસમાં સદાયે સુવર્ણાક્ષરે રહેશે !

"નરાધમ! નરાધમોના સરદાર તારા સમ્રાટને કહેજે કે સિંહણનાંજ બાળક સિંહ નીવડે છે. સમશેરની ધારે તું મને ડરાવવા ઇચ્છે છે? મારા રૂધિરની નીક મારા દેશને કાજે ભલે વહો!" વૃદ્ધ વીરાંગનાએ સેનાપતિના હાથમાંથી ખંજર ઝુંટવી લીધું ને પોતાની છાતીમાં આરપાર ભોંકી દીધું:

"નીચ! તારામાં કંઈ પણ હૈયું હોય તો લઇ જજે આ રક્તનીગળતું

ખંજર મારા પુત્ર કને, ને સંભળાવજે મારો છેલ્લો બોલ: બેટા, જાલિમને કાજે તારી તલ્વાર સદા ભભુકતી રહો. તારી માતાના દેહની તને બ્હીક હતી તે હવે ટળે છે. પ્રજાનાં દુઃખદર્દમાં તારી ભાગીદારી સદાય અવિચળ રહો અને સુખી કરો મારૂં એ પુણ્યવન્તું વતન!"



# રોમનોનું સર્વસ્વ

તે વેળા સારીય આલમની મહારાણીની પદવી રોમ નગરી ભોગવતી હતી. જગતના સામ્રાજ્યોમાં રોમનું સામ્રાજ્ય કલગી રૂપે હતું. રોમ એ સત્તાનું ને શૂરાતતનનું, આત્મત્યાગ અને કુરબાનીનું, પ્રેમ અને પ્રફુલ્લતાનું એવુ ધામ હતું જેનો જોટોજ ન મળે. તે વેળા, એટલે ઇસ્વીની પૂર્વેની ચોથી સદીમાં.

\+ + +

પણ દેવોનો કોપ એકાએક રોમ પર ઉતર્યો. ધનનનન મોટા અવાજ સાથે ધરતીમૈયાએ જાણે માગ દીધો અને જ્યાં થોડીજ ક્ષણ પૂર્વ પહેલા રોમનાં બાળકો રમ્ય કિલકિલાટ કરતા હતા, જ્યાં ફક્ત મિનિટ બે મિનિટ પૂર્વે લાખોના વેપારની રમતો ચાલી રહી હતી, જ્યાં આંખ મીંચીને ઉઘાડીએ એટલી વાર પહેલાં તો લોકોની મેદની અને પ્રજાજનોના હરખઘેલા મેળાઓના જમાવ હતા, એવા બજાર વચ્ચે, જોતાંયે આંખે અંધારા આવે, એવી તળીઆ વિનાની એક ભયંકર કરાડી પડી. વાનરોની સેનાની સહાય વડે રામે સાગર પૂર્યો અને સેતુ બાંધ્યો ! રોમના લોકોને આ કરાડી

પૂરવા કાજે નહોતી હનુમાનની સહાય, નહોતી સુગ્રીવની સહાય! નહોતો રામ સમાન એકેય તેમની પાસે દૈવી શક્તિવાળો અવતાર!

+ + +

જોશીઓને તેડાવવામાં આવ્યા. "ધરાદેવી કોપ્યા છે, એમનો કોપ કેમ શમે?"

આંખો મીંચી તેમણે રોમના રક્ષક મહાદેવોના ધ્યાન ધર્યાં. સમાધિને અંતે તેમણે વાણુ ભાખી:

"જેને પોતાનું સર્વસ્વ ગણતા હો, તેનો, હે રોમનો, તમે ભોગ આપો! તેના બલિદાન વિના, ધરતીમાની તરસ નહિ છીપે!"

રોમનું સર્વસ્વ? શા હશે એ વાણીના અર્થ? પ્રજાજનો વિચારમાં પડ્યા.

પણ અહો! એટલામાંજ ઘોડો દપટાવતો તે મોખરે આવ્યો. એના શરીર પરનું બખ્તર ઝગઝગારા મારતું. પણ એના મુખમંડળ પરની સ્ફુરણાનીની પ્રતિભા એ ઝગારાને ઝાંખો પાડી નાંખતી. રોમના શૂરાઓનો એ મુગટમણિ હતો. સારાય રોમના હૃદયને સિંહાસને વિરાજતો, એ આખી પ્રજાની માશુક હતો.—એ, મારકસ કરશિયસ.

"ખસો, ખસો, મારા શૂરા રોમનો! શામાં છે તમારૂં સર્વસ્વ?

"શૌર્ય અને કુરબાનીથી તમને બીજું શું વધારે પ્રિય છે–વધારે વહાલું છે? મહાત્માઓ, રોમનું સર્વસ્વ શૌર્યમાં છે, કુરબાનીમાં છે. ને, ને પોતાનાં સર્વસ્વનો રોમ ભોગ આપે છે."

પ્રજાજનો આંખ મીંચીને ઉઘાડે એટલામાં તો એ કૂદ્યો–એના ઘોડાને એણે પાગડો માર્યો, તેણે છલાંગ મારી અને યાહોમ પેલી કરાડીમાં બનેએ ઝુકાવ્યું.

ધરતી માતાના ગર્ભમાં બનેય ક્ષણ માત્રમાં સમાઇ ગયા. ને–

—ને તુરતજ, જાણે પોતાની તરસ છીપી ગઇ હોય, પોતાનો બધો રોષ ઉતરી ગયો હોય, પોતાનુ ભૂખ્યુ પેટ ધરાયું હોય તેમ ધરતીમાતાએ પોતાની લીલા સંકેલી લીધી અને ફાટ પૂરાઇ ગઇ.

ને હજારો વરસ સુધી રોમનાં પ્રજાજનોએ માર્કસ કરશિયસની એ કુરબાની-માંથી શૌર્ય અને આત્મત્યાગનાં, સ્વદેશપ્રેમ ને લોકસેવાનાં પ્રેરણામૃત પીધાં. દુનિયા આજેયે તે પીઓ ને કૃતાર્થ થાઓ.



# પ્રાયશ્ચિત્ત

સોમનાથને આરે પરદેશી વેપારીઓનાં વહાણો ઉભાં હતાં.

ગુજરાતની જાહોજલાલીનો પાર નહોતો. મહા શૂરવીર યોગરાજની આણ હેઠળ તેનો વૈભવ અને ગૌરવ વધ્યાં હતાં. સારી પ્રજા આરોગ્ય અને સમૃદ્ધિ ભોગવતી કલ્લોલ કરતી હતી. ગુજરાતમાં તે વેળા પ્રતિસ્હવારે સોનાનો સુરજ ઉગતો હતો.

પરદેશી સોદાગરો હજારો ઘોડા, ને હાથી ને ઝવેરાત લઇ ગુજરાતને આંગણે ઘરાક ખોળવા આવ્યા હતા.

\+ \+ \+ \+

ઘોર અંધારી રાત્રિમાં શાંત અને સ્વસ્થ ચિત્તે વહાણો રૂપી કિલ્લામાં એ સોદાગરો નિદ્રા લેતા હતા. "અહો રાત્ર જાગ્રત ખડે મમરક્ષક મહાશકત"—એવા યોગરાજ મહારાજની આણ હેઠળ તેમને લેશ માત્ર ચિંતા નહોતી—રજમાત્ર પણ ચોર લુંટારાનો ભય નહોતો. તે વેળા ગુજરાતમાં રામરાજ્ય હતું એમ સારી દુનિયા જાણતી'તી !

પણ રામરાજ્યમાં એ કયાં રાક્ષસ નહોતો? રાજકુંવર ક્ષેમરાજની પરદેશના જવાહિરો પર દાઢ સળકી. ભર મધરાતે પરદેશી સોદાગરો પર ચોમેરથી આફત તૂટી પડી. તેમને ઉગરવાને આરો નહોતો. તેમના ધનરાશી લુંટાયા. તેમના હાથી-ઘોડા લુંટાયા. તેમના ઝવેરાત ચોરાયાં. સારાયે આરા પર હાહાકાર થઇ રહ્યો. યુવરાજે કારમો કહેર વરતાવ્યો.

+ + + +

"ને તું મારો પુત્ર કેમ?" લોહી-ઝરતી આંખોએ યોગરાજે પૂછ્યું.

ક્ષેમરાજ સામેજ ઉભો હતો. તેના વદન પર ગુન્હેગારીની રેખાઓ અંકાઇ ગઇ હતી. તેનું શરીર મંદ મંદ ધ્રુજતું હતું. તેના પ્રતાપી ચહેરાનો પ્રતાપ ઉડી ગયો હતો.

" તું મારો પુત્ર, કેમ? ગુજરાતના નાકને ખાતર, પોતાની માતૃભૂમિની પ્રતિષ્ઠાનો વિજયવાવટો સારા ભારત વર્ષમાંજ નહિ, સારાય જગતભરમાં ફરકી રહે તે મા[illegible], જેના પ્રાણ અહોરાત્ર તલસે. જેને નયણે નિંદ પણ ન આવે, તે યોગરાજ[illegible] સંતાન, ખરું ને? શરમ છે! ધિક્કાર છે! ચોરની પેઠે, વાટપાડુની પેઠે, અંધારી રાત્રે કાળાં કર્મના કરનાર! તને લ્યાનત છે! તારા પિતાની આણુ હેઠળ

નચિંતે સૂનાર પર તું આવો સિતમ વરતાવે છે ! જાલિમ ! નીચ ! તારૂં મ્હોં કાળું કર.

"કોણ છે ? બોલાવો ખજાનચીને, અને કહો તેમને કે એ પરદેશી સોદાગરોને થયેલું તમામ નુકસાન ભરી આપો."

+ + + +

રાજા ખાનગી મહાલમાં બેઠો હતો. સામે અણહીલવાડના નગરશેઠ અને મહાજન પંચ બેઠા હતા રાજકુંવરને ઠપકો દેવા માટે, તેનું આમ અપમાન કરી સોદાગરોનું ઉપરાણું તાણવા કાજે પ્રજાજનો રાજા ઉપર રોપે ભરાયા હતા અને રાજા આગળ પ્રજાજનોનો વાંધો રજુ કરવા પ્રજાના નાયકો તરીકે શાણા મહાજનો પધાર્યા હતા.

રાજાનું વદનમંડળ તપીને લાલચોળ બનેલું હતું તેનું સારૂં શરીર ધ્રૂજતું હતું. પરસેવાના ઝોબેઝેબ વળતા હતા. રૂંવેરૂંવા જાણે ખડાં થઇ ગયા હતા. તેના હૃદયમાં તોફાનનો મોટો મહાસાગર ઘુઘવી રહેલો હતો.

"આટઆટલા મારા પ્રયાસ આખરે તો મિથ્યાને ! એક ચોરની, કાળી રાત્રિના ધાડપાડુની, લુંટારાની, આ શાણા મહાજનો તરફદારી કરે છે ? મારા પ્રજા-

જનો ચોર અને ભામટાઓના ઉપરાણાં તાણે છે ? પાપીના પાપને આમ ઉત્તેજવા ઇચ્છે છે, કોણ છે એ ? આ યોગરાજના જ પ્રજાજનો ને ? પુણ્ય અને પવિત્રતાનું, નીતિ અને ધર્મનું સામ્રાજ્ય ખડું કરનાર શુરવીર વનરાજનીજ આ રૈયત કે ? ધિક્ છે મારા અવતારને ! ધિક્ છે મારા જન્મારાને ! ધિક્ છે મારા રાજકર્તવ્યને !

"મહાજનો ! ચોરટાની તરફદારી કરનાર પ્રજાજનો પર યોગરાજની હકુમત ન હોય. કુંવર તમારા પર કાલથી રાજ કરશે. ચોરટી પ્રજાનો, ચોરટો રાજા.

"ને હુંજ, હુંજ છું જવાબદાર આ સર્વ પાપનો, આ સર્વ અનાચારનો. રાજા કાળસ્ય કારણમ્ ! જેવો રાજા તેવી પ્રજા ! આવાંજ મારાં શિક્ષણ ?! કેવાં હશે મારાં વર્તન, કે તેનાં આવાં અનુકરણ ? મહાજનો, આજે સાંજે યોગરાજ એ મહાપાતકનું પ્રાયશ્ચિત કરશે !"

\+ + + +

સંધ્યાકાળે નદી કિનારે એક ચિતા ભડભડ બળતી હતી. ચોમેર પ્રજાજનોની મેદની આંખોમાંથી શ્રાવણ અને ભાદરવો વરસાવી રહી હતી. સારૂં પાટણ સૂનકાર હતું—

—રાજા યોગરાજે, ગુજરાતના પ્રતાપી વનરાજના પ્રતાપી પુત્ર યોગરાજે પોતાના પુત્રના પાપને ધોવા, પોતાની પ્રજાનાં પાપને ધોવા અગ્નિદેવનું શરણું લીધું હતું !

# અસ્થિનાં દાન

સુરલોકનો એ મોટામાં મોટો પ્રશ્ન હતો. ઇન્દ્રરાજનું સિંહાસન ડોલવા લાગ્યું હતું. દેવોનાં નૂર ઝાંખા પડવા લાગ્યા હતા. સારી ધરતી ત્રાહિ ત્રાહિ પોકારી રહી હતી. એનો–વૃત્રાસુરનો તાપ હતો. એની ભૂજાઓમાં સાક્ષાત મહાશક્તિ વસતી હતી. એના અંગેઅંગમાં સારા બ્રહ્માંડનું જોમ વ્યાપેલું હતું. સારીય વિશ્વ-માલામાં કોઇ એવું નહોતું, કે એને હરાવે.

ઇન્દ્રરાજે એ બળવાખોરને નસીહત આપવા પોતાનો ઝંડો ઉંચો કર્યો. દેવ સેનાપતિ કાર્તિકેયની સરદારી હેઠળ સૂરલોકની દેવમંડળીએ જુદ્ધો કર્યા. ઇન્દ્ર જાતે મહાસંગ્રામમાં ઉતર્યો. છતાં વૃત્રાસુરનો પરાજય !—અશક્ય, અસંભવ ! બ્રહ્મા એ વસ્તુ પોતાની પોથીમાં નોંધવીજ જાણે ભૂલ્યા હતા.

અને થાક્યાહાર્યા, વિપત્તિઓના વાદળથી ઘેરાયેલા દેવો નારાયણને શરણે ગયાઃ પ્રભો! વૃત્રાસુરના આ જુલમમાંથી અમને છોડાવો. સુરલોકનું ગૌરવ ઘવાયું છે–હીણુ થયું છે. એક પાપી અસુર પોતાના બળ વડે આજે દેવોના પણ દેવને મહાત

કરે છે. ભગવન્, તમારી સહાય મળે, તોજ એ પાપીને અમે વિદારીએ. 

" મારી સહાય ?! " ગગન ગજાવતી નારાયણની આકાશવાણી પ્રગટી: "મારી સહાય? વૃત્રાસુરનો ત્રણે ભુવનમાં કોઈજ વધ કરી શકે તેમ નથી. એકજ—એકજ મહાતપસ્વીની મદદ પર તમારૂં ગૌરવ અવલંબે છે. મહર્ષિ દધિચિનાં અસ્થિ (હાડ) તમને મળે, તો તેનું અસ્ત્ર બનાવો—તે, તેજ એક વસ્તુ સારા બ્રહ્માંડમાં એવી છે, જે વૃત્રના મદનું મર્દન કરી શકે—તેના પ્રાણ હરી શકે, બાકી તો અસંભવ, અસંભવ ! "

× × ×

સાબરમતિને કિનારે દધિચિ મુનિ તપ કરતા હતા. ઇન્દ્ર અને દેવો તેમને શરણે ગયા !

" પ્રભો ! સારા બ્રહ્માંડનું સુખ આજે આપની હથેળીમાં છે. વૃત્ર નામનો પાપી અસુર આજે સર્વને ડારી રહ્યો છે.—પીડી રહ્યો છે. આપનાં અસ્થિ વિના તેનો નાશ નથી—તેના નાશ વિના દેવોનો કે માનવીઓનો, પશુનો કે પક્ષીનો કોઇનો ઉદ્ધાર નથી. પ્રભો, એટલું દાન આપો—આપનાં અસ્થિનું ! "

સેવા એજ જેનો જીવનસંકલ્પ હતો, તપ એજ જેની નિત્યચર્યા હતી,

આત્મત્યાગ એજ જેનો મહામંત્ર હતો, પરોપકાર એજ જેના હૃદયનું એક માત્ર ચિંતન હતું તેને શો હોય વિચાર કરવાનો, કે શી હોય આનાકાની? ઋષિરાજની વેદની ઋચા જેવી મહાગંભીર વાણી પ્રગટી:

"અહો! સુરલોકની સેવા અર્થે આ દેહ પડે એથી રૂડું તેનું બીજું સાર્થક કયું? મારૂં જીવન લોકસેવામાં અર્પણ થાઓ. મારા પ્રાણ તેમને કાજે ભલે વિલીન થાઓ. પરમ પુણ્યવંતા દેવલોકના મહિમાશાળી રાજવી! મારાં અસ્થિ-મારો દેહ -મારા પ્રાણ આપની સેવા કાજે તત્પર છે."

\+ × + ×

ને ઋષિરાજ સમાધિ ચઢાવીને બેઠા. સુરરાજની મોકલેલી એક ગાયે તેમનું શરીર ચાટયું—માંસ સર્વ અલોપ થઇ ગયું. બાકી રહેલાં હાડમાંથી દેવલોકના અધિપતિએ વજ્ર નામનું અસ્ત્ર બનાવ્યું, અને તે વડે વૃત્રનો વધ કર્યો.

× × × +

સુરલોકને ખાતર—સારા વિશ્વના કલ્યાણ કાજે પોતાના પ્રાણની આહુતિ આપનાર એ ઋષિરાજને વંદન હો! વંદન હો!

———:❀:———

# સૌભાગ્યવતી !

આરા નગરમાં હાહાકાર મચી ગયો હતો.—કલિંગરાજે પુરોહિતો અને અને ગે · મહારાજોને કુટુમ્બકબીલા સાથે ફાંસીની શિક્ષા ફરમાવી હતી.

રાજા ક્રોધથી જાણે આંધળો બન્યો હતો, તેનું હૈયું વજ્રથીયે કઠ્ઠણ થયું હતું મંત્રીઓ ને અમાત્યોના બોલ પણ તે નહોતો સાંભળતો. એની અંગારઝરતી આંખે. સામે જોવાની પણ કોઈની હવે હિમ્મત નહોતી ચાલતી.

લાખો નરનારીઓ સમક્ષ પુરોહિતોને ફાંસી અપાઇ. સારો દેશ ત્રાહિત્રાહિ પોકારી ઉઠયો. આટલા અપરાધ માટે આવી કરડી સજા! જુલમ થયો! સિતમ થયો!

ને એમનો અપરાધ પણ શો ? ધનના લોભે ફસાઇને તેમણે રાજાના લગ્ન એક કદરૂપી બાલા સાથે કરાવ્યાં. એજ, એજ માત્ર એમનો અપરાધ! અને એટલા ખાતર તેમને પોતાના જાનથી બેજાન થવું પડયું.

પણ એમના રક્તથીયે રાજાનો ક્રોધાગ્નિ ન બુઝાયો. એના હૃદયમાં તો એનો એજ ધુંધવાટ! એનો સારો સ્વભાવ ગુસ્સાથી રંગાઇ ગયો.

( ૨ )

અને જે રાજકુમારીને કારણે આ આટલો ગોઝારો હત્યાકાંડ પ્રવર્તી રહ્યો હતો તે અભાગણીની તો શીજ દશા ?! એક અદના દાસીનાયે તેનાથી વધુ સન્માન હતાં! રાજાનો હાથ ઝાલનારી એ બાળાને ત્રણ દમડીની બાંદીયે ટુંકારે બોલાવે! એની આંખોમાંથી શ્રાવણ ને ભાદરવો વરસતાં. એનું સારૂં શરીર જાણે પ્રજળી રહ્યું હતું.

મહામહેનતે—અત્યંત કાકલુદી કરતાં તેને રાજાનું જૂઠું ખાવાનો અધિકાર મળ્યો! અને એટલો અધિકાર તો તેને રાજગાદીથીયે મીઠો લાગ્યો. રાજાનું એઠું ખાતાં તેના હૃદયમાં હરખ ઉભરાતો, તેની પ્રેમવૃત્તિ સંતોષાતી. રાજાની છબીની પૂજા કરતી, અને તેનું જૂઠું ખાતી તે કાળ નિર્ગમન કરવા લાગી.

( ૩ )

પણ રાજા તો શોકે દુઃખે સૂકાવા લાગ્યો. એના વદન પરથી જુવાનીની

લાલી ઉડી ગઇ. રાજવૈદ્ય રોગની પરીક્ષા કરીને ગયા. રાજાજીની પથારી પાસે ઉભા ઉભા મંત્રીઓએ આંસુ સાર્યાં. 

મંત્રીઓ જતાં ચરડી દાસી આવી. "મહારાજ! રાણીજી આપનું છાંડેલું, એઠું ખાઇ દિવસો કાઢે છે! તેનનાં દુઃખનો પાર નથી! આપ દર્શન દેશો ?"

રાજાએ મ્હોં ફેરવી નાંખ્યું. દાસી નીચું જોઇ ચાલી ગઇ. શૂનકાર વ્યાપી ગયો.

(૪)

રાજમહેલમાં હોકારો પડી ગયો! હાય, હાય! રાજાએ તો ઝેર પીધું! રસ વિનાની, લૂખી સૂકી જીંદગીથી કંટાળેલા રાજાએ ઝેર પીધું. મહેલવાસીઓ બધાં ગભરાઇ ઉઠયાં. રાણી રાજાજીની પાસે દોડી પહોચી. શય્યાની પાસે એક સોનાનો પ્યાલો પડયો હતો. તેમાં થોડું-વધેલું ઝેર હતું—જાણે, રાજાજીએ તે છાંડયુંજ ન હોય!

રાજાનો ચેતનહીન દેહ શય્યા પર પડયો હતો. રાણીએ હાથ જોડયા. ઘુંટણીએ પડી બોલીઃ

"દેવાધિદેવ! જીવનભર આપના ચરણોની સેવા કરવાનું ભાગ્ય મને નહોતું પ્રાપ્ત થયું. હવે, આપની ઇચ્છાનો ભંગ કરી અત્યારે યે આપને અડવાનો અપરાધ નહિ કરૂં, મને તેનો અધિકાર નથી! પણ હા, પ્રભો! આપનું અજીઠું ખાવાનો, મને અધિકાર હતો! આજે, આજે આપનો છેલ્લો પ્રસાદ મેળવી, નાથ, પરમ સૌભાગ્યવતી બનીશ!"

રાણીએ પ્યાલો હાથમાં લીધો અને ગટગટાવી ગઈ. રાજાનું છેલ્લું અજીઠું ખાઇ રાજાની સોડમાં તે સૂતી—સૂતી તે સૂતી.

× × × ×

બહાર બગીચાના સુકોમલ વૃક્ષોમાં મંદમંદ પવન લહરી રહ્યો હતો. દૂર, આમ્રવૃક્ષ પર કોયલનો ટહુકાર સંભળાયો.



# મેવાડનો ભીષ્મ

તે વેળા ચિત્તોડના રાજ્ય પર લાખારાણાની આણ ચાલતી હતી.

એની ઉમ્મર પચાસની આસપાસ હતી. એની પ્રભાવશાળી મુખમુદ્રા પર વૃદ્ધત્વની છાયા સ્પષ્ટ તરવરવા લાગી હતી. એની દાઢીએ અને શિરોભાગે બરફનો રંગ ધારણ કર્યો હતો. ચિત્તોડને સિંહાસને મંત્રીમંડળ વચ્ચે એ તારાઓમાં ચન્દ્ર સમો શોભતો બેઠો હતો.

એવે, ત્યાં—સભાસ્થાનમાં મારવાડના દૂતે પ્રવેશ કર્યોઃ મહારાજને ઘણી ખમ્મા ! મારવાડના મહારાણાજીએ આ શ્રીફળ મોકલ્યું છે. મેવાડ મારવાડનો સંબંધ અખંડ તપો. કુમાર શ્રી ચન્દ્રસિંહજીને મારવાડનરેશ પોતાના જમાઇ બનાવવા ઇચ્છે છે. મહારાજ ! શ્રીફળનો સ્વીકાર કરો.

પણ રાજકુમાર—વીરશિરોમણિ ચન્દ્ર તો તે વેળા વનવગડામાં મૃગયા ખેલતો હતો. રાજાએ કહ્યુંઃ ભૂદેવ ! કુંવર મૃગયાએ ગયા છે, તે આવીને જવાબ દેશે. મારે માટે ક્યાં શ્રીફળ છે, કે હું જવાબ દઉં ? મારાં તો દાઢીમૂછ સફેદ થયાં ? મારે કાજે

થોડાજ તમે આવ્યા છો!

ને રાજાનો એ ઉપહાસ સુણીને સારો દરબાર હસ્યો!

ને હસેસ્તો? કેમ ન હસે? ક્યાં એમને ખબર હતી, કે એ એકલવાયા ઉપહાસમાં તો પ્રલયનો ઉત્પાત હતો, રે, મેવાડનો વિનાશ હતો!

રાજકુમાર આવ્યો. દરબારના એણે પૂરો હેવાલ સાંભળ્યો. તત્કાળ એના દિલમાં ચિંતા પ્રગટીઃ જે કુંવરી માટે પિતાજી આવો ઉપહાસ કરે, એ મારી માતા સંભવે, મારી પત્ની નહિ! પિતાજીના હૃદયમાં હજુ લગ્નની વાંછના છે! ભલે તેઓ એ કુંવરીને પરણે. એ મારી માતા છે.

ને કુંવરે તો એ જવાબ આપ્યો.

"કુંવર! તું શું બોલે છે? બોલે છે કે પ્રલાપ કરે છે"!—રાણાએ ગર્જના કરીઃ "મારવાડના રાજાનું આવું અપમાન! મારવાડનું નાળીયેર પાછું ફરતું નથી. તારો પિતા તો વાનપ્રસ્થને લાયક છે—તે સંસાર ત્યાગશે. તારે કાજેજ શ્રીફળ છે ને તારે સ્વીકારવું પડશે."

"પિતાજી! પિતાજી! તમારૂં ખોટું ફરમાન ? શેં પાળું! જે કન્યા માટે અણુમાત્ર પણ આપને વાસના થઇ તે મારી માતા! તેને હું પૂજું. તેને પગે

લાગું. તેનો હાથ પિતાજી, હું કેમ કરી ઝાલું ? બાપુ ! આવું મારે હાથે નહિ થાય. મને માફ કરો."

"કુંવર! આ શું અભિમાન ! આવડો તારો ગર્વ ! તારા પિતાનો બોલ તું ઉથાપે છે ! ક્ષણિક હાસ્યના ભાવહીન ચમકારાનો, નાદાન ! તુ આવો અર્થ કરે છે ! ભલે, તારાં કર્યાં તું ભોગવ ! તે સ્ત્રીનું હુંજ પાણિગ્રહણ કરીશ ! અને—અને તે સ્ત્રીનાં સંતાન મારી ગાદી ભોગવશે, તું નહિ ! મારી નવપત્નીનો પુત્ર ચિતોડને સિંહાસને વિરાજશે ! તારે કાજે, તારા જેવા પિતરાજ્ઞાના બંડખોર માટે ગાદી નથી !"

"ભલે, પિતાજી, ભલે. આપ નવો વિવાહ ભલે કરો. રાજકુમાર ચન્દ્ર ભગવાન એકલિંગજીના શપથ લઈ પ્રતિજ્ઞા કરે છે, કે તમારો નવપત્નીનો પુત્રજ સિંહાસને વિરાજશે. ચન્દ્ર એ રાજ્યાસન માટે અણુમાત્ર ઈચ્છા નહિં રાખે. હાથમાં જળ લઈને હું સંકલ્પ કરૂં છું, કે આ પ્રતિજ્ઞાને પ્રાણ જતાં પણ પાળીશ !"

× × × ×

ને વિધિનાં લખ્યાં કોણ ટાળી શકે છે ? ગરવા ચન્દ્રસિંહે પોતાની પ્રતિજ્ઞા પાળી. પણ એના સાવકા નાનાભાઇ મુકુલની હકુમત હેઠળ મેવાડ ખુવાર થયું, પાયમાલ થયું ! અને હજારો રાજપુતોના રૂધિર મિથ્યાજ રેડાયાં !

# માડીનું સૌભાગ્ય!

તે વેળા પેશવાઇનો અમલ ચાલતો હતો. મોટી ગગનચુંબી વરાળયંત્રચાલિત સ્ટીમરો તો તે વેળા માત્ર કાળના ગર્ભમાં જ હતી, ને તેથી કોંકણના … કિનારા પર તે વેળા અનેક જહાજો ધોળાં શઢ ચઢાવી ભમતા, અને લોકોને …ક સ્થળેથી બીજે લઇ જતા. એજ રીતે રામજીનું વહાણ અનેક બેસારૂઓ અને તેમના કુટુમ્બીજનોને લઇ દરીઆ પર સવારી કરતું ચાલ્યું જતું હતું.

+ + +

પણ એકાએક, સાંજનો એ વખત હતો ત્યારે સારા વહાણ પર હોકારો પડી ગયો. રામજી! રામજી! ના સાદ પડયા! એક બેસારૂની પાંચ વરસની દુધમલ કન્યા રમતાં રમતાં ઉથલી જઈ સમુદ્રમાં પડી ગઇ હતી!

અગાધ સમુદ્ર જોશથી ઘૂઘવી રહ્યો હતો. મોજાની છોળ પર છોળો ઉછળી રહી હતી. અને પાણીના એ ધસમસતા પૂરમાં પેલી પાંચ વરસની બાલાનું નાનકડું શરીર તણાતું જતું રામજીએ જોયું. ઘડીઆળનું લોલક આ નાકેથી પેલે નાકે

જાય એટલીગે એને વાર ન લાગી. કછોટો મારતો તે કૂદ્યો અને સમુદ્રના નીર સાથે ઝૂઝતો આગળ ચાલ્યો. વહાણ ત્યાંજ અટકીને ઉભું રહ્યું.

આગળ તણાય બાલિકા, ને પાછળ ધસે રામજી; એમ બે મિનિટ તો જાણે એ બેની શરત ચાલી. પણ વરૂણદેવ તો રામજીને વશ હતાને? એક છલાંગ મારીને એણે તે બાલાના મૂર્છિત દેહને પોતાની ગોદમાં લઇ લીધો.

બાલાને છાતી સાથે ચાંપીને એ મરણીઓ નાવિક પૂર વેગે ધસમસતો પોતાના નાવ ભણી ચાલ્યો. ત્યાં તો, અહો! એક વિકરાળ મત્સ્યરાક્ષસે પોતાની ભયંકર દાઢ તેને ગળવાને ઉઘાડી. રામજીના હૃદયમાં ચિરાડા પડયા! આવું જીવલેણ સાહસ પણ કેવળ ફોકટ જશે! હું તો જઇશ, પણ જે અનેકોના જાનની જોખમદારી મારે માથે સ્વીકારી હું તેમને પેલે પાર લઇ જાઉં છું, તેનાં બાળને જાનનું જોખમ! ઓ ઇશ્વર! તારે હાથે મારી લાજ! એવું વિચારતો વિચારતો પણ રામજી હિમ્મતભેર પંથ કાપતો ગયો.

ને જહાજ પરના માણસોએ પણ એ જોયું! પેલો ભયંકર રાક્ષસ તો મ્હોં વકાસીને પાછળ ધસ્યોજ આવતો હતો! બબ્બે જીવો પર આવેલું એ સંકટ જોઇ તેમનાં સૌનાં હૈયાંમાંથી લોહીનાં આંસુ ખર્યાં.

પણ ગણપત? ગણપત કોણ હતો? રામજીનો એ લાડકવાયો પુત્ર હતો. એણે સોળ દિવાળીઓ માંડ ભાળી હતી. તે ગણપતે પોતાના બાપનુ સંકટ જોયું. ઘેર આતુરતાથી પિતાની વાટ જોતી બેઠેલી માડીની છબિ તેની આંખ આગળ ખડી થઇ. પાંચ પાંચ ને સાત સાત વરસનાં પોતાનાં નાનકડાં ભાઇ બ્હેનો પોતાની ઝુંપડીના આંગણુલામાં રમતાં તેને સાંભર્યાં: એક મિનિટમાં એણે પોતાનો નિશ્ચય કરી લીધો. વહાણમાં પડેલી તલ્વાર ઉઠાવી અને ન કોઇને પૂછતાં, ન ગાછતાં, યાહોમ કરીને પારાવારના પાર વિનાનાં જળમાં તેણે ઝંપલાવ્યું. પાણીનો પંથ કાપી તેણે જઇ પેલા રાક્ષસ ઉપર તલ્વારનો વાર કર્યો બાલિકાને છાતી સરસી ચાંપી આગળ ધસ્યા જતા રામજીને અને રાક્ષસને માંડ બે વેંતનું છેટું હશે. ત્યાં તો રાક્ષસના પૂંછડાને ઘા લાગ્યો. પૂંઠ ફેરવી એણે તો ગણપતનો કેડો પકડ્યો.

ગણપત હવે રાજા હતો! બાપુને બચાવવા પોતાના પ્રાણની આહુતિ દેવા તો એણે હામ ભીડી હતી! બાપુના જીવ પર તો અનેક જીવોનો આધાર હતો, બાપુના જીવન પર પેલી બાલાનો આધાર હતો!

જીવને સાટે તેણે તે રાક્ષસ સાથે પાણીમાં યુદ્ધ આરંભ્યું. પણ એ યુદ્ધમાં વિજય તેણે અસંભવિત જોયો. તલ્વાર ફેંકી તેણે જહાજ તરફ ધસવા માંડ્યું, અને

રાક્ષસે તેનો પીછો પકડયો.

રામજી જહાજ પર પહોંચ્યો. બાલાને તેની માએ લઈ છાતી સાથે ચાંપી. પણ પોતાને તારનાર પોતાનો ગણુપતજ છે એ રામજીએ હવે જોયું. હાય! હું તો બચ્યો, પણ મારો બાળ! એ મોતની દાઢમાં જઈને પડયો! રામજી બેભાન થઈને પડયો.

× × × ×

જહાજ પરના લોકોએ કંઇ કંઈ ઉપાયો કર્યા. ગણુપતને ઉપર ખેંચી લેવા દોરડા ફેંકયા. પણ હાય! ગણુપતના દહાડા ભરાઈ ચૂકયા હતા. તે ભયંકર માછલાંએ તેનો પગ દાઢમાં લીધો, ને ગણુપતના છેલ્લા શબ્દો સંભળાયા:

“બાપુ! બાપુ! મારે કાજે શોક ના કરશો. મારા આ નાનકડા શરીરની આ દુનિયામાં શી અગત્ય હતી? તમારા પર સારા કુટુંબનો, મારી વહાલસોઇ માવડીના જીવનનો આધાર! તમને બચાવવા કાજે મારો દેહ ભલે પડયો! તેમાં કેટલાયને જીવનદાન મળ્યું છે! બાપુ! મારા કાજે શોક ના કરશો! મારા જેવો ભાગ્યશાળી કોણ છે?”

ને ગણુપતના દેહનું માછલાંઓએ ભક્ષણ કીધું!

પણ ઇતિહાસ કયાં આવા આત્મબલિદાનોને સંભારે છે? મહિનો વરસ નોકરી

ફરીને જતા કારકૂનો અને સાહેબોનાં સ્મારક કરનારાઓ ક્યાં આવા વીરકેસરીઓના અંધારપીછેડાએ ઢંકાયેલા બલિદાનોનાં સંભારણાં રાખે છે?



# સ્વજનોને ખાતર

એકસો ને સિત્તેર સિત્તેર વરસના વહાણાં એ વાતને વહી ગયા છે.

૧૮૫૭ ની સાલ. સારો દેશ જાણે હમબદમ વધતી જતી કંપની સરકારની સામે અસંતોષની આગથી ભડભડ સળગી રહ્યા હતો. ભારતના અનેક રાજામહારાજાઓ આપસ આપસમાં લઢીને કપાઈ મૂઆ હતા, અંદરને કુસંપે દેશની લગામો ધીમે ધીમે પાંચ પાંચ હજાર માઇલ જેટલે વેગળેથી આવેલી એક પરદેશી ને પરધર્મી પ્રજાના હાથમાં મૂકાવા માંડી હતી. પણ એ પ્રજાના વેપારી વહીવટીઓ કેવળ પૈસો મારો પરમેશ્વરનો જાપ જપતા જપતાજ રાજ્યનું નાવ હંકારતા હતા, અને ચોમેર અસંતોષનો દાવાનળ ધૂમાઈ રહ્યા હતો.

ને એક દિ એનો એકદમ ભડકો થયો. મીરતમાંના હિન્દી સિપાઈઓએ વિદેશી અફસરો સામે માથું ઉંચક્યું ને બળવાની બાંગ પુકારી. મીરત સર કરીને બળવાખોરોની એ પલટણ મોગલોની સલ્તનતના એ અજેય કિલ્લા–દિલ્હી પર છાપો મારવા ચાલી.

પણ એ હોકારો તો આખા દેશમાં ઉઠયો હતો. દિલ્હીના બજારો મીરતના બળવાની વાતોથી ગાજી ઉઠતા. મીરતથી ધસી આવતા પૂરની આગાહી દિલ્હીના મુઠ્ઠીભર ઇંગ્રેજ રક્ષકોના કાન સુધી જઇ પહોંચી. જાણે પ્રલયકાળ પાસે આવી પહોંચ્યો હોય–કાળનું વિકરાળ જડબું જાણે વિકસીને સન્મુખજ ઉભું હોય એવો એ ગણ્યાગાંઠયા સેનાનીઓને ભાસ થવા લાગ્યો. અફસરોની એક સભા મળી: હવે શું કરવું ?

પણ શું કરવું એવો સવાલજ કયાં હતો ? માર્ગજ એક રહેલો હતો: નાસભાગ. કુમળાં ફુલ જેવા બાળકો અને પ્યારા વતનને હજારો માઇલ દૂર મૂકીને આવેલી નાજુક સુકોમળ લલનાઓનું રક્ષણ કરવું હોય તો એકજ ઉપાય હતો: નાસી જવાનો. એમાંજ માત્ર શાણપણ હતું. એમાંજ રક્ષણની ચાવી હતી.

લેફ્ટેનન્ટ વિલોબીએ હુકમ કર્યો: ચાલો; સૌ કોઇ તૈયાર થઇ જાવ. આજે કૂચ કરી જવાની છે.

ને એક બાજુથી મીરતના બળવાખોરો જોશભેર દિલ્હી તરફ ધસ્યા જતા હતા, ત્યારે બીજે દરવાજેથી ઇંગ્રેજ અફસરો ને સેનાનીઓ, બાળાઓ અને જુવતીઓ ઘોડેસવાર થઇને બહાર નીકળવા લાગ્યાં. સૌને મોખરે હતો, લેફ્ટેનન્ટ

વિલોબી. ને એમ સૌ ધડકતે હૈયે અને ઉછળતી નાડીએ પોતાનું સંરક્ષણ કરવાને નાઠાં.

પણ સબુરઃ અડધો માઇલ તો કપાયો નથી ત્યાં આમ કેમ ? કેપ્ટન વિલોબી કેમ પોતાનો ઘોડો અટકાવીને ઉભો છે ? આખીય એ ઘોડાઓની રાંગ થંભીને ઉભી ગઇ. વિલોબીએ સાદ કર્યોઃ બંધુઓ, તમે આગળ સિધાવો. દિલ્હીમાં હું મારી એક વસ્તુ ભૂલી આવ્યો છું. તે પાછી લેવા મારે જવુંજ જોઈશે. મારી પત્નીને–મારા પુત્રને તમે સંભાળીને રાખજો. સલામ !

ને બીજાઓ કંઇ પણ બોલે તે પૂર્વે તો લેફ્ટેનંટ વિલોબીનો ઘોડો જોત-જોતામાં દિલ્હીની દિશામાં અલોપ થઇ ગયો. એ અડધો માઇલ કાપતાં એને મિનિટે નહિ લાગી હોય ને જાણે બીજીજ ક્ષણે તે દિલ્હીની ઈંગ્રેજ લશ્કરી છાવણી આગળ આવીને ઉભો રહ્યો.

કેપ્ટન વિલોબી ઘોડા પરથી ઉતર્યો ને એક ક્ષણવાર થંભીને ઉભો રહ્યો. બીજીજ પળે પોતાની બન્દુકનો એક ગોદો એણે પોતાના ઘોડાને લગાવ્યો. ઘોડો ચારે પગે કૂદતો નાઠો.

એણે એક નિસાસો મૂકયોઃ જા બચ્ચા ! જા ! આટલા દિવસ તને બાળકની પેઠે પાળી આજે તને હું મારીને કાઢી મૂકું છું. પણ બેટા ! એ તારાજ રક્ષણ

કાજે છે. માત્ર તારા નહિ, હજારો બીજાં મારા બંધુઓનાં.

ને હું કેવો મૂરખ! ઈંગ્રેજની સેનાનો આ અપાર દારૂગોળો હું અહિંજ ભૂલ્યો! ને એ દારૂગોળા વડે પેલા હરામી બળવાખોરો મારાજ બન્ધુઓના જાન લે! જે દારૂગોળો ઈંગ્રેજોના રક્ષણ કાજે, તેજ દારૂગોળો તેમની ઉપર છોડાય? અસંભવ! છેવટનો વિજય તો ઈંગ્રેજનો છેજ, પણ બળવાખોરોના હાથમાંની કુહાડી હું કેમ બનું?

ને કેપ્ટન વિલોબીએ આમ જોયું: તેમ જોયું. બીજી પળે તેની પાસે એક સળગતી મશાલ હતી. જુઓ, જુઓ હવે તે દારૂગોળાના કોઠારમાં જાય છે. જુઓ, જુઓ, હવે તે "જય પ્રભુ–જય દેશ" ની બાંગ પોકારે છે. એકજ મિનિટ રહીને આખું દિલ્હી ધધણી ઉઠે એવો ધડાકો થાય છે અને ઈંગ્રેજોનું આખુંય દારૂખાનું વિલોબીના નશ્વર દેહને ભસ્મીભુત કરતું ઉડી જાય છે.

પણ એવાને કાજે મૃત્યુ નથી, એવાને કાજે ફનાગિરી નથી, એવાને કાજે તો ઇશ્વરી અમરત્વ નિર્માણ છે.—અને, અને ઈતિહાસ જ્યાં સુધી અમર છે ત્યાં સુધી સારીય આલમ એને કોટિ કોટિ વંદન કરશે.



# બલિદાન

ગુરૂગોવિંદ શિષ્યોથી વિંટળાઇને બેઠા હતા.

સૌનાં વદનો પર વિષાદની છાયા અંકાઈ ગઇ હતી. જાણે સારીયે સૃષ્ટિમાં અંધકાર છવાયો હોય, ને પ્રકાશના પૂર ઉલેચાઈ જતાં, ઘનઘોર તિમિર પથરાઇ ગયું હોય તેવાં, સૌનાં પ્રસન્નતા કે તેજ વિનાના મુખમંડળ હતાં.

ને કેમ ન હોય? હજુ તો કાલે જ ગુરૂ તેગબહાદુરનો પેલા ઔરંગઝેબે વધ કર્યો હતો. હજુ તો ગઇ કાલેજ તેમના લોહીનાં દિલ્હીના દરબારમાં છોળો ઉછળી હતી. હજુ તો, દિલ્હીના કિલ્લામાં પહેરગીરો ને સંત્રીઓની કરડી નજર હેઠળ ગુરૂદેવનું શબ જાણે આકાશ પ્રત્યે દૃષ્ટિપાત કરતું, જાણે મહા મુકિતનો માર્ગ મળ્યા માટે હસતું મલકાતું પડ્યું હતું. શીખોનાં કાળજાં અંદરથી ચીરાઇ જતાં હતાં, શેકાઇ જતાં હતાં.

એ ટાણે એ ઉભો થયો. કેશ તો ધોળા થઇ ગયા હતા, જાણે હિમાલયનો બરફ રાશિ. ચામડીઓ ઝુલવા લાગી હતી, ને ચરણો તો ધ્રુજી રહ્યા હતા. પણ ખુ-

લઇ સાદે એ બોલ્યો: આજ્ઞા આપો મારા નાનકડા ગુરૂદેવ! સ્વર્ગને પથે સંચરેલા આપણા ગુરૂદેવના શબનાં હું તમને સૌને દર્શન કરાવું. શીખોના એ મહાવીરનું જ શબ શું અગ્નિ સંસ્કાર વિહોણું રહેશે? આખરની વિધિઓથી વિમુખ રહીને એમનોજ દેહ સડશે ને સબડશે? શીખોને, સૌને, તો તો મહારાજ, ચૂડીઓ પહેરવી પડશે. આજ્ઞા આપો, ગુરૂદેવના શબને તેમની છેલ્લી ક્રિયાઓ કાજે હું અહિં લાવી ખડું કરૂં ને ઓરંગઝેબ તો શું, પણ સારી દુનિયા એ દ્રશ્ય નિહાળી રહેશે?

તમે? બાપુ? આ જૈફીમાં તમે એ કામ આદરશો?—બોલતાં બોલતાં ગુરૂગોવિંદની આંખોમાંથી શ્રાવણ ભાદરવાના રેલા ચાલ્યા. ગુરૂના શબને કાજે પોતાના પ્રાણ પાથરવા ઇચ્છતા આ વૃદ્ધને તે સાશ્ચર્ય નીરખી રહ્યા! ............

નવા ગુરૂજીની સંમતિ લઈ તે વૃદ્ધ શીખ પોતાના પુત્રને સંગાથમાં લઈ કાર્ય સાધવા બહાર પડયો.

× × × ×

રાત કાળી ઘોર હતી. દિલ્હીના કિલ્લામાં સંત્રિઓ અડધા ઊંઘતા અડધા જાગતા આમ તેમ ફરી રહ્યા હતા. દૂર દૂર એક ઓરડામાં શાંત નીરવતામાં ગુરૂ તેગબહાદુરનું શબ એક ધોળી ચાદરથી ઢંકાયલું પડયું હતું.

ધીમે ધીમે આછે પગલે દિવાલ ચઢીને બારીમાંથી પેલો વૃદ્ધ શીખ અને

તેનો પુત્ર તે ઓરડામાં દાખલ થયો. બંનેની આંખોમાંથી આંસુની ધારા ચાલતી હતી. એ આંસુમાં હરખ હતો ને દર્દ હતું.

વૃદ્ધ બોલ્યોઃ બેટા, ગુરૂદેવનું આ શરીર રહ્યું. તેને આપણે લઇ જવાનું છે. પણ આ જગા ખાલી દેખાશે, તો સંત્રીઓ પાછળ પડશે ને તે ધારેલે સ્થાને પહોંચવા નહિ પામે. ગુરૂદેવને સ્થાને હું સૂઇ જાઉં છું. ગુરૂદેવને લઇને તું ચાલ્યો જા. નાનકડા ગુરૂ ગોવિંદને મારા નમસ્કાર કહેજે. ગુરૂદેવના છેલ્લા સંસ્કાર કાજે મારા દેહનો ભલે પાત થાઓ, મારા દેહનો ભલે ધ્વંસ થાઓ ?

ના, બાપુ, નાઃ-દીકરાએ જીદ લીધીઃ તમારી તો દુનિયાને જરૂર છે. શીખોને તમારી સલાહ વિન. કેમ ચાલશે ? ગુરૂદેવને સ્થાને તો હું જ સૂઇશ.

દીકરા ? જીભાજોડીનું આ ટાણું ન હોય ! તું અહિં સૂએ તો ગુરૂને લઇને મારા નબળા દેહે ધાર્યે સ્થાને જલદી પહોંચવાનું મારૂં ગજું છે ? તું હજી જુવાન છે, સશક્ત છે. શીખધર્મની સેવા તારે ઘણી કરવાની છે. ઉપાડ ગુરૂને, અને લઇ જા. જા. મારી આશિષ છે. ધર્મને કાજેજ તારી યે કુરબાની થાઓ.

પુત્રને બોલવા સ્થાન ન રહ્યું. કછોટો મારી તેણે ગુરૂના શબને ઉપાડી પીઠ સાથે બાંધ્યું. પિતાજીને છેલ્લા નમસ્કાર કર્યા ને બારી વાટે ઉતર્યો. તેની આંખમાં એકે આંસુ નહોતું. તેના હૈયામાં ચચણાટ નહોતો. ધર્મના કાજે પ્રાણ અર્પણ

કરનાર ગુરૂની સેવામાં પિતાની આહુતિ અપાય તેમાં શીખ બચ્ચાને હૈયાને શોક શાનો?

આનંદથી પુલકિત હૃદયે તે વૃદ્ધ ગુરૂને સ્થાને સૂતો. ધોળી ચદર તેણે ઓઢી લીધી. તેનું હૃદય સાત્વિક સંતોષના ઉભરાથી ધબકી રહ્યું હતું. તેની આંખમા હરખનાં આંસુ હતાં. તેના અંતરમાં ગુરૂદેવનો જાપ ચાલી રહ્યા હતો.

ને એમ એણે—એ અનામી અજાણ્યા વૃદ્ધે ગુરૂના સંસ્કાર કાજે પોતની કુરબાની કરી!

* * * *

હસતે ચહેરે સ્વર્ગના નંદનવનમાં બંનેના આત્મા એક બીજાને ભેટી રહ્યા.



# નગર પિતાઓ

અઢી હજાર વરસો પરની વાત છે.

ભરાઉ અને પહોળી છાતીવાળા, માંસલ સ્નાયુઓ અને પહાડી કાયાવાળા ગોલ લોકો એક વાર રોમનોને ખુલ્લા મેદાનમાં શિકસ્ત આપી હવે રોમ શહેર પર ચઢાઈ લઇને ધસમસ્યા આવતા હતા.

સૌના અંગમાં રોમનો પ્રત્યે ખુન્નસ ઉભરાતું હતું કેમ ન ઉભરાય? જેના શરીરનો વાળ પણ વાંકો ન થવો જોઇએ એવા તેમના એલચીનો રોમના એક બે ઉદ્ધત જુવાનીઆઓએ પ્રાણ લીધો હતો અને તેમ કરી પરાપૂર્વથી ચાલતા આવેલા રિવાજને તોડયો હતો. ગોલ લોકો એ ભયંકર અપમાનનું વેર લેવા માટે સળગતે હૈયે ધસી રહ્યા હતા.

એ ગોલ લોકો નહોતા—જાણે રોમન લોકોના પ્રાણ લેવા આવેલા જમદૂતો હતા. એ સિપાઈઓની સેના નહોતી—જાણે સારા રોમ શહેરને રેલમછેલ જળબુડયું કરી નાંખે તેવું પ્રવાહનું પૂર હતું.

રોમનોને માટે નાસવા સિવાય ઉપાય નહોતો. એકજ—માત્ર એકજ તેમને પ્રાણ બચાવવાની બારી હતીઃ શહેર પાસેનો ઉંચો, પર્વત પર આવેલો કિલ્લો કેપીટોલ. સારા નગરમાં ઢંઢેરો પીટાયોઃ સૌ નગરજનોએ પોતપોતાની પાસેનું ધાન્ય લઇ ચોકમાં ભેળા મળવું અને ત્યાંથી સૌએ કિલ્લામાં જવાનું છે.

ચોકમાં સૌ ભેળાં મળ્યાં. બધાનો જીવ ઉંચો હતો—સ્ત્રી પુરૂષ ને બાળક સૌ જાણે થરથરતાં હતાં. જાણે યમનો વિશાળ પંજો તે સૌની ઉપર ઉતરી આવતો હોય ને, એવી ભયભરિત સૌની મુખમુદ્રા બની ગઇ હતી.

ચોકમાં મળેલી એ મેદનીની વચ્ચોવચ્ચ એક ઉંચા બાજઠ પર હાથીદાંતની ધોળી ખુરસીઓ પર ૮૦ બુઢ્ઢાઓ બેઠા હતા. સફેદ બરફ જેવા ધોળા વસ્ત્રો અને ગોરી કાયા, પ્રભાવ પાડે એવી પ્રતાપશાળી મુખમુદ્રાઓ—મૂર્તિમંત પવિત્રતાજ જાણે અનેક સ્વરૂપો લઇને અવતરી ન હોય એવો ત્યાં દેખાવ થઇ રહ્યો હતો.

નિર્માણ કરેલી તે ઘડી આવી પહોચી. સારૂં રોમ જાણે એકે જથે ત્યાં આવી લાગ્યું હતું. એક મોટો ઘંટ વાગ્યો. અને બાજઠ પર બેઠેલા પેલા વૃદ્ધ મંડળના નાયકે ઉભા થઇને એ વિશાળ જનસમુહને સંબોધન કર્યું:

મારાં પરમ પ્રિય રોમના ભાંડુઓ, આજે રોમને આંગણે જાણે પ્રલયની ધુમ મચી રહી છે. પર્વતમાલાને પેલે પડખેથી મહા ભયાનક શત્રુઓ આપણો વિનાશ

સાધવાનું બીડું ઝડપી આજે પૂર વેગે ધસી આવે છે. આપણો તારણહાર હવે એકજ છે- દુર્ભેદ્ય પત્થરી દિવાલોથી રક્ષાતો આપણો કેપીટૉલ કિલ્લો. રોમનો, તમારે સૌએ તેમાં જવાનુ છે

હા, તમે સૌ તેમાં જશો. પણ માત્ર અમેજ નહિ આવીએઃ અમે, આ નગરના પિતાઓ અને મહામંદિરના પૂજારીઓ. ગૉલ લોકોની તલવાર માટે અમારા દેહ તૈયાર રહેશે.

ને કેમ ન રહે? જ્યાં લગી પવિત્રમાં પવિત્ર આત્માઓનું બલિદાન ન અપાય ત્યાં સુધી રોમનાં પાપ ભુંસાવાનાં નથી. વિષ્ટિમંત્રણા કરવા આવનાર એલચીના પવિત્ર દેહનો ધ્વંસ કરનાર ખૂનીને જે પ્રજા રક્ષણ આપે છે, તેનાં પાપનો પ્રતિકાર ન થાય તો તેનો નાશ પણ નિર્માણજ છે ના, ના. અમે, એંશી નગરપિતાઓ કિલ્લામાં નહિ આવીએ—ત્યાં આવીને તમારા ધાન્ય ભંડારમાં ભાગ નહિ પડાવીએ. અમે તો અમારા દેહનું બલિદાન આપીશું અને એ બલિદાન, ગુસ્સે થયેલા દેવોને પ્રસન્ન કરશે, તેમના ક્રોધાગ્નિને શાંત પાડશે. તેમ થશે તોજ રોમનું રક્ષણ થશે, તેનું ગૌરવ જળવાશે. પધારો, રોમના ઓ નાગરિકો, હવે સૌ કિલ્લા તરફ પધારો. મધરાતે કિલ્લાનાં દ્વાર બંધ થઇ જશે.

રોમનિવાસીઓ— સ્ત્રી, પુરૂષ બાળક સૌએ ધાયા. અને કેપીટૉલનો કિલ્લો

તેમના ગડબડાટથી ગાજી રહ્યા. સૌ અંદર દાખલ થતાંજ કિલ્લેદારે દ્વાર બંધ કર્યાં

× × × ×

બીજે દિવસે ગોલ લોકોએ એ સુમસામ શહેરમાં પ્રવેશ કર્યો. ચોટા, શેરી, બજાર સૌ ખાલી હતું. ઘરબાર બધા અવાગરા હતા માત્ર ચોકમાં એક સ્થળે પત્થરમાંથી કોરી કાઢેલા પુતળા જેવા ૮૦ નગરપિતાઓ બેઠા હતા—જાણે રોમના શિલ્પકામના ચુનદા નમુના ન હોય.............

સિપાઈઓ ત તરફ દોડયા. અને તે પ્રતિમાઓ જીવંત હોવાની ખાતરી થતાં તેમના ઉપર તૂટી પડયા એંશીએ એંશી વૃદ્ધ નગરપિતાઓએ પોતાના શહેરની રક્ષા કાજે, પોતાના બાંધવોના પાપના નિર્મૂલન કાજે પોતાના પ્રાણ પાથર્યાં

અને ઈતિહાસ બોલે છે—બતાવે છે કે એ જાતનું નગરપિતૃત્વ આજે માત્ર નામશેષજ છે, તેનો જોટો અન્યત્ર નથી જડતો.



# યજ્ઞની વેદિ પર

અઢી હજાર વર્ષો પરની વાત છે. સોના રૂપાના ઝગઝગતા આભૂષણો અને રેશમનું રઢિયાળું પીતાંબર પ્હેરી મગધનો મહા પ્રતાપી બિંબિસાર પોતે માંડેલા પાપનાશન યજ્ઞની વેદ પાસે બેઠો હતો.

ચોમેર પવિત્રતાની પુણ્ય પરિમલ પ્રસરી રહી હતી. શ્વેત વસ્ત્રમાં સજ્જ થયેલા પ્રભાવશાળી મુખમુદ્રાવાળા દ્વિજવરો બુલંદ સુરે વેદમંત્રોની ઋચાઓ લલકારી રહ્યા હતા. આકાશે ઉડવા ધાતો અગ્નિદેવ વેદિમાંથી ઉછાળા મારી રહ્યો હતો ધૂપચંદનાદિક સુવાસથી સારૂંય વાતાવરણ મ્હેક મ્હેક થઇ રહ્યું હતું.

નિરભ્ર ચંદ્રની નિર્મળ કૌમુદી સમી એ પવિત્રતામાં કાળા કલંક પેરે, બલિદાનને માટે નિર્માયેલાં અનેક પશુઓનાં ઝુંડનાં ઝુંડ એક કોરે દયામણે ચહેરે મૃત્યુની વાટ જોતા ઉભેલાં હતાં.

યજ્ઞમાં ઘૃત, ને ઔષધિઓ ને સોમરસની આહુતિ અપાઇ રહી હતી.

\+ \+ \+ \+

વેદોની ઋચાઓ લલકારતા ભૂદેવોએ બલિદાનનું સૂત્ર ગાયું. જળભર્યા તામ્ર પાત્રમાં નાનકડા છિદ્રવાળો વાટકો ડુબું ડુબું થઇ રહ્યો હતો. બલિદાનનું લગ્ન પાસે આવી લાગ્યું હતું.

એકાએક વૃદ્ધ હોત્રી ઉભો થયો. તેના મુખમંડળ પર તેજ લખલખી રહ્યું હતું. તેની લાંબી દાઢી અને વિશાળ કયા જાણે તેની શાસ્ત્રપારગતતાની સાક્ષી પૂરતાં હતાં. તેણે બૂમ મારી: રક્ષકો, દેવબલિ હાજર કરો.

અને દેવનું પ્રથમ બલિ થવાને સરજાયલો, મુંજ નામના ઘાસથી જેનું મ્હોં શીવી લીધેલું હતું એવો, શરીરે ડાઘાવાળો એક બકરો રક્ષકે યજ્ઞની વેદિ આગળ ખડો કર્યો. જરાયે કંપ્યા વિના, જરાયે ધ્રુજ્યા વિના, તે બ્રહ્મદેવે લોહીતરસ્યો એક છરો લીધો, અને બાંગ મારી.

અમરાપુરીના ઓ આરાધ્ય દેવો ! સૌ યજ્ઞોમાં મહાન એવા રાજા બિંબિસારના આ યજ્ઞને તમે પાવન કરો—તેના બલિને તમે સ્વીકારો. અગ્નિકુંડમાં રેડાતા રૂધિર અને માંસમજ્જાથી તમે તૃપ્ત થાઓ—તુષ્ટ થાઓ—પ્રસન્ન થાઓ રાજાના સઘળાં પાતકો આ હોમાતા બકરા પર પડો અને એ બકરાની સાથે રાજાના તમામ પાતકો ભસ્મ થાઓ.

અને તેણે તે ઝગઝગતો છરો ઉગામ્યો. યજ્ઞ મંડળમાં વિરાજેલી સર્વ મેદની

તેના તરફ મીટ માંડીને નીરખી રહી વેદના મંત્રોનો ઉચ્ચાર કરતા તે હોત્રીએ વાટકો ડુબતાંજ દુંદુભિના નાદ વચ્ચે છરો ઉગામ્યો.

એક પળ માત્ર, ને તે બકરાનું શિર ધડથી છુટું પડયું હોત. પણ સબૂર ?—

"સબૂર" એવા ધ્વનિ સાથે ત્રીસ વરસનો એક જુવાન યજ્ઞને નીરખવા મળેલી મેદનીમાંથી કૂદીને તે બકરા પાસે પડયો શરીરે તેણે કાષાય વસ્ત્રો ધારણ કરેલાં હતાં. માથા પર વાળ નહોતા, અંગ ઉપર આભૂષણ નહોતાં—એ હતો યોગીઓમાં મહાયોગી, જગતનો મહાઉદ્ધારક, એશિયાનો—રે સારી સૃષ્ટિનો સિતારો, પરમતત્વની શોધમાં સ્રી પુત્ર વૈભવને તજી નીકળેલો કપિલવસ્તુનો રાજકુમાર સિદ્ધાર્થ. તેના વદન પર શાંત હતી. તેના હૃદયમાં દૃઢતા હતી, તેની આખમાં પવિત્રતાનો અગ્નિ ભભુકતો હતો. તેણે સભાને સ્તંભિત કરે તેવે સૂરે હાક મારીઃ સબૂર.

અને, જુઓ જુઓ ! કશાયે ગભરાટ કે બેચેની વિના, જરાયે ક્ષોભ કે ગ્લાનિ વિના પેલા બકરાનું બંધન હજારોની મેદની સમક્ષ તે છોડે છે અને તે કર્મકાંડીની સમક્ષ—તેના છરાની સન્મુખ પોતાની છાતી ધરે છે, અને કહે છેઃ આ પર માત્માના અંશ! આ બ્રહ્મતત્વના પરમાણુ! ખુશીથી ચલાવ તારો છરો આ છાતી પર. હું ને આ બકરો એકજ છીએ.

તે કર્મકાંડી ત્યાં ને ત્યાં સ્થિર કાષ્ટવત્ બની ગયો સારીય મેદનીનાં હૈયાં એ

નવજુવાન મહાયોગીને ચરણે ઢળી રહ્યાં.

ઓ રાજવી! ઓ બ્રાહ્મણો! ચક્રવર્તીના યે ચક્રવર્તીમાં જે બક્ષવાની શક્તિ નથી, તે છિનવવાનો, જીવનનો ધ્વંસ કરવાનો તમારો શો અધિકાર છે? અવાચક પ્રાણીઓના ઓ દેવો! તમારા દેવો પાસે સુખ મેળવવાની ઇચ્છા રાખનારા! તમને દેવ માનનારાના ગળા પર છુરી ફેરવી શકો છો? ઓ આર્યો, તમારા જીગરમાંથી દયા ને પ્રેમ ક્યાં ઉડી ગયા? સૃષ્ટિના પડ પર જો કોઇ દેવો હોય તો તેમની સર્વની તરફથી હું તમને ફરમાન કરૂં છું કે, બસ કરો, બસ કરો તમારાં બલિદાન. અમારે એ નથી જોઇતાં............

ને કુમાર સિદ્ધાર્થ પેલા બકરાને પોતાને ગળે નાંખે છે; અને મેદનીમાંથી બહાર નીકળવા તે ડગલું ભરે છે–ત્યાં તો.......

રાજા બિંબિસાર બ્રાહ્મણના હાથમાંથી છરો ઝુંટવીને ફેંકી દે છે અને તેના ચરણોમાં આળોટી કહે છે: ભાગવન્ ક્ષમા કરો, કૃપાળુ. ઉપદેશ કરો.

*　　　　*　　　　*

અઢી અઢી હજાર વરસ પછી આજે પણ જગત સારાયનું હૃદય એ મહાત્માને ચરણે ઢળે છે. ને એને એ વિસારશે તે ઘડીએ પ્રલયના દુંદુભિ ગગડવા માંડશે.



# વિદાયની ભેટ

માત્ર ગઇ કાલેજ તેમનાં લગ્ન થયેલાં. હાથમાં મીંઢળ તો જાણે હજુ છૂટયાંજ ન હતાં. પીઠીની પીળાશ જાણે હજુ શરીર પર આછી આછી છવાઇ રહી હતી. ત્યાં તો ઉમળકાભર્યા એ પતિદેવને--મેવાડના શૂરા સરદાર ચંદાવત રત્નસિંહને યુદ્ધનાં કહેણ આવ્યાં.

શરીરે યુદ્ધના વાઘા સજી ભેઠ પર તલ્વાર લટકાવી પણ કંઇક ઉદાસચિત્તે ગઇ કાલેજ પરણી આણેલી નવજોબના નવોઢાની રજા લેવા સરદારે રણવાસમાં પ્રવેશ કર્યો. યુદ્ધના વાઘા જોઇ આંખના પલકારામાં ચંદ્રમુખી બધું સમજી ગઇ. ક્ષત્રિયની કુંવરીને યુદ્ધની શી નવાઇ ? પણ એક મહાઆશ્ચર્યે ચંદ્રમુખીના હૃદયમાં તુમુલ યુદ્ધ જમાવ્યું.—ચંદાવતજીને યુદ્ધે જતાં વદન પર આ શી ઉદાસિનતા ? મરણીયા ક્ષત્રિયને રણે ચઢતાં ક્ષોભ કેવો ?

રૂપેરી ઘંટડી રણકે તેમ ચંદ્રમુખીએ નાથને સાદ કર્યોઃ સ્વામિન્ ! સ્વપ્ને ન ચિંતવી શકાય એવું આ એક જગત્નું મહાઆશ્ચર્ય આજે ભાળું છું. ચંદાવતોનો

સરદાર રણે ચઢે તે વેળા તેને હૈયે ક્ષોભ હોય ? તેનો આત્મા આમ નિસાસા નાંખે ? અસંભવ ! અસંભવ ! આ મહાઆશ્ચર્યોનું આશ્ચર્ય, નાથ ! સમજાવશો ?

ચંદાવતના મુખપરની રેખાઓ સ્હેજ ઘેરી બની: રાણીજી ! એમાં શું આશ્ચર્ય ? હજુ હમણાં મીંઢળે ય નથી છૂટયાં. હજી આપણી પીઠી પણ નથી ઉતરી. ત્યાં આવો પ્રસંગ, રાણીજી ! યુદ્ધે જતાં હું નથી કંપતો, નથી ડરતો, નથી ગભરાતો. પણ હું હથેળીમાં મારૂં માથું લઇને જાઉં તે ટાણે, રાણીજી ! તમારી સંભાળ કોણ લેશે ?

સંભાળ ?–તે વીર ક્ષત્રાણિ તડૂકી: રાજપૂતની કન્યાની સંભાળ કેવી ? મારી સંભાળ લેનાર હું સિંહણ જેવી બેઠેલી છું. નાથ, સુખેથી પધારો. જે અનાથ બાળાએ પોતાનો ઉદ્ધાર કરવા કાજે રાણાજીને સંદેશા પાઠવ્યા છે, તેની સહાય માટે આપ ભલે પધારો. યશના આવા પ્રસંગ ઝાઝેરા હાથ નથી આવતા. પધારો. અને મેવાડની તથા ચંદાવતની કીર્તિને તેજવંતી કરો.

તેજવંતીજ રહેશે, રાણાજી, સલુંબરાના તે સરદારોની અક્ષય કીર્તિ. એકજ શબ્દ ઉચ્ચારૂં છું. મારા પ્રયાણ કાળે મારી એકજ સૂચના છે. રાણીજી ! ચંદાવતોના આ પરમ કીર્તિશાળી કુળની પ્રતિભામથી કીર્તિને ઝાંખ લાગે એવું કશુંય આચરણ ન બને.

એ શું ? નાથ ! હાડાની કન્યા પોતાનો સ્વધર્મ નથી સમજતી ? તમે પૂર્ણ શાંતિથી યુદ્ધે સિધાવો

પતિ પત્નીએ—ગઈ કાલેજ પરણેલાં એ નરનારે એક બીજાની વિદાય લીધી. જાણે છેલ્લીજ વાર ન હોય તેમ બંને એક બીજાને ભેટ્યાં–હૃદયદાન દીધાં–લીધાં. ને છેલ્લું ચુંબન દેતી વેળા રત્નસિંહ બોલ્યો: જાઉં છું. હાડીજી ! મેં કહી તે વાત ધ્યાન રાખજો તમારૂં સ્વત્વ ?.........સરદાર ગયા.

આખા શહેરમાં દુંદુભિનાદ થઈ રહ્યા. રાણા રાજસિંહ એક અનાથ બાળાની વહારે જતા હતા. સારૂં શહેર ગાજી રહ્યું. નિશાન ડંકા વાગ્યા. અને સ્વારી ચાલી. નગરનાં નારીજનો ઝરૂખામાંથી, અગાશીમાંથી, બારીમાંથી એ વિજયયાત્રા નિહાળી રહ્યા. હાડી ચંદ્રમુખી પોતાના ઝરૂખામાંથી, એ સારૂં યે દૃશ્ય જોઈ રહી

સવારી સહેજ દૂર માગ્યેજ ગઈ હશે. હાડી રાણી ઝરૂખામાંજ ઉભી ઉભી એ દૃશ્ય જોઈ રહી હતી. એવામાં પાછળ સાદ સંભળાયો: રાણીજી ?

રાણી પાછું ફરી. જુએ છે તો પતિનો રાવત ઉભો હતો.

કેમ, રાવત ? ઝરૂખામાંથી દિવાનખાનામાં આવી પ્રશ્નસૂચક આંખોએ ચંદ્રમુખીએ પૂછ્યું.

પ્રણામ, રાણીજી. સરદાર ગયા. જતાં જતાં એક વાત આપને સંભારવાનું

મને કહેતા ગયા છે. રાણીજી, ચન્દાવતોના કુલની કીર્તિને કશુંય કલંક ન આવે, એ ધ્યાનમાં રાખજો. એટલા શબ્દો સિંહજીએ કહાવ્યા છે.—રાવતે સંદેશો સુણાવ્યો

હાય ! આ શી સરદારને લગની ! હાડીરાણીને રોમે રોમે સતીત્વ વ્યાપી ગયું: રાવત ! તારા સરદારને એક વસમી ચિંતા લાગી છે. હાડી રાણી પોતાની ગેરહાજરીમાં શીલ કદાચ ન સાચવે એવી એમને ભ્રમણા લાગી છે. પણ હાડાના રૂધિરનું એક એક બિન્દુ કયા તત્વોમાંથી ઘડાયું છે તેની સરદારને ખબર નથી.

ખીંટીએ લટકતી તલ્વાર હાડીએ ઉપાડી: રાવત ! લ્યો, તમારા સરદારને કાજે યુદ્ધે જતી વખતની એક સરસ ભેટ તમને આપું છું, તે તેમને આપવા લઇ જજો આ ભેટમાં એમની સર્વ ભ્રમણાઓનો સંપૂર્ણ જવાબ છે. લ્યો, આ ભેટ સરદારને દઇ દેજો.

રાવત હાંહાં કરતો આગળ ધસે તે પૂર્વે પેલી તલ્વાર હાડીના ગળાની આસપાસ ફરી વળી. સતીના શરીરમાંથી જાણે તેજની એક જ્વાળા પ્રગટી નીકળી. જુદા પડેલા મસ્તકને એ ધડવિહોણા હાથે ઝાલી રાવતના હાથમાં આપ્યું. અને—અને પોતાનું છેલ્લું કર્તવ્ય બજાવીને એ ધડ ધબ દઇને ભૂમિ પર પડયુ.

× × × ×

પોતાના હૃદયની એકજ નિર્બળતા કાજે ચંદાવત સરદારે પોસ પોસ આંસુ

સાર્યાં. ને હાડી રાણીના એ મસ્તકને હૃદયદેશે સ્થાપવા તેમણે ચોટલા વડે તેને ગળામાં ધારણ કર્યું. તે દિવસથી સ્વર્ગમાં આતુર નયને વાટ જોઇ રહેલી એ વીરાંગનાને ભેટવા તેનો પ્રાણ ઝંખી રહ્યા. ને-ને આત્મબલિદાનનો દૃઢ નિશ્ચય કરી યુદ્ધમાં તેમણે પોતાની આહુતિ આપી.



# સ્વદેશી ધર્મ

સ્ટબ્સ કેદખાનામાં પડયો પડયો જેલરની રાહ જોઇ રહ્યો હતો.

તે વેળા નેપોલિયન આખા યુરોપને ધ્રુજાવી રહ્યો હતો. સ્પેન એણે જીત્યું હતું, ઇટાલી પર એણે આણ વરતાવી હતી. નોરવે એણે પોતાના એક સરદારને હવાલે કરી દીધું હતું.

બે વરસ પર જર્મનીને એણે જમીનદોસ્ત કર્યું હતું. અને તે પછી પોતાની રાજધાનીમાં એ આવ્યો ત્યારે એક દિવસ એક જર્મન ખેડુત હાથમાં છરો લઇ એનું ખૂન કરવા એના ઓરડામાં ધસી આવેલો અને પકડાઇ કેદખાને પડેલો. તે ખેડુત-આ સ્ટબ્સ.

સ્ટબ્સ કેદખાને પડયો. સૂર્યની આસપાસ પૃથ્વીએ બે પ્રદક્ષણા પૂરી કરી-એના કેદી જીવનને બે વરસ વીત્યા. હવે એની પાસે પહેરવાને કપડાં નહોતાં. તેથી એણે કપડાં માટે જેલર પાસે ભીખ માગી હતી.

બારણું ઉઘડયું અને જેલરે દેખા દીધી. તેણે સ્ટબ્સના ડીલ પર કપડાં ફેંકયાં

સ્ટબ્સે કપડાં હાથમાં લીધા. ફેરવી ફેરવીને પોતાની ઘરડી આંખે નિહાળ્યાં અને પછી પૂછ્યું: ભાઈ, આ કપડાં ક્યાંનાં બનેલા ?

"ક્યાંનાં ?" જેલરે કહ્યું: "ક્યાંનાં શું ? ફ્રાન્સનાંજ વળી."

"તો મારે એ ન જોઇએ. જર્મનીથી મને મારાં કપડાં આણી આપો તોજ મારે ખપે. નહિ તો કપડાં વિના મને ચાલશે."

જેલર વિચારમાં પડયો. સ્ટબ્સે પોતાનું શરીર ખુલ્લું રાખ્યું. ટાઢ સખત હતી. છતાં ફ્રાન્સનાં કપડાં પહેરવાની સ્ટબ્સે ના પાડી. જેલરે માયાથી કહ્યું: ભલા પહેરને, એમાં તારે શો વાંધો છે ?

હું, સ્ટબ્સ ? આ કપડા પહેરૂં ? ફ્રાન્સમાં બનેલાં કપડાં શરીરે લગાવું ? જે પ્રજાએ મારા દેશને ચુસી લીધો તે પ્રજાના હાથે બનેલાં કપડાં હું પહેરૂં ? હું જર્મન છૂં. મારા પિતૃદેશનું લોહી જ્યાં સુધી આ નસોમાં વહે છે, ત્યાં સુધી તો એ નાહુજ બની શકે. એ દ્રોહ નજ થઇ શકે.—

—ને સ્ટબ્સની આંખમાંથી ડબડબ આંસુ સરી પડ્યાં. પિતૃદેશના સ્મરણે એનું શરીર રોમાંચ અનુભવી રહ્યું.

પણ પરમેશને એની પૂરેપૂરી કસોટી કરવી હતી—નેપોલિયનને હૈયે તેથી જમદેવ આવી વસ્યો. સ્ટબ્સને તેની જીદ માટે—તેની દેશભક્તિ માટે ફાંસીનો

હુકમ મળ્યો.

ફાંસીની સજા સંભળાવતો હુકમ જેલર પાસે સ્ટબ્સે સાંભળ્યો. પરદેશના જેલખાનામાંથી પરમેશના મુક્તિધામે જવાનો માર્ગ ખુલ્લો થતાં આનંદે તેનું હૃદય નાચી ઉઠયું. પણ જેલરને તેણે કહ્યું: ભલે! ફાંસીનો માંચડો મારે માટે તૈયાર કરો. ફ્રાંસની કબરમાં મારૂં શરીર સૂશે. પણ મારૂં શરીર ફ્રાંસનાં કફનથી નહિ ઢાંકશો.

બીજા દિવસનો પ્રાતઃકાળ થયો. સ્ટબ્સ શાંત ચિત્તે ઇશ્વરની પ્રાર્થના કરી રહ્યો હતો. સિપાઈઓ એને વધસ્તંભ આગળ લઇ ગયા. માંચડા પર ચઢતાં એણે પોકાર કર્યો:

" જર્મની, પ્યારા જર્મની! એ મારી પિતૃભૂમિ!"

એણે પોતાના હાથેજ ફાંસો ખાધો રૂંધાતે શ્વાસે એ બોલ્યો: મારૂં કફન—કફન જર્મનીનું.........

એનું શરીર ઝુલી પડયું. પ્રાણ પંખી ઉડી ગયું.

પણ નેપોલિયન શાહોનો શાહ હતો. સ્વદેશભક્તિની કદરદાની એના દિલમાં વસતી હતી. જર્મનીથી કફન આવ્યાં. ને નેપોલિયનનેજ હાથે સ્ટબ્સની આરામગાહ પર પથરાયાં. ને એ આરામગાહને નમન કરી નેપોલિયન મહેલે સંચર્યો, ત્યારે એની આંખમાંથી અશ્રુબિન્દુ ટપકતાં હતાં.



# રેલનો વીર

ચોપ્પન ચોપ્પન વરસોનાં વ્હાણાં એ વાતને વીતી ગયાં છે. જે પ્રલયના મહા ઘમસાણોએ '૨૭ માં ગુજરાતની લીલી વાડીને જળ તરબોળ બનાવીને વેરાન કીધી, જે કારમા કોપેલા મેઘરાજાએ એ વેળા નર્મદાના ઉત્તર પ્રદેશને નંદનવનમાંથી સ્મશાનવત્ બનાવ્યો, તેજ વરસાદની ઝડીઓ—તેજ ધોધમાર વરસતી જળધારાઓએ સૂર્યકુમારી તપતીને એ સાલમાં જાણે ઘુઘવતો મહાસાગર બનાવી મૂકેલી. કેટલાંક આખાં ને આખાં ગામ પડીને પાધર બન્યાં ને સુરતની મોજીલી નગરી પર પણ એ રેલ પ્રલયના પૂર સમી ધસમસતી આવી—સુરતનાં પરાંઓ જળજળબંબાકાર બન્યા. ને ગામમાં હોડીઓ ચાલવા લાગી. હજારો કુટુમ્બો પોતાના ઘરમાંજ કેદીઓ બન્યાં. મોટી મોટી મહેલાતો પણ જાણે ડગમગવા લાગી. નાનાં ને મોટાં, સ્ત્રી ને પુરૂષ, ગરીબને તવંગર સૌ કોઇ કુદરતના ખપ્પરમાં ઝડપાયાં.

ને રેલને દિવસે બહાર નીકળેલાઓનું તો પૂછવુંજ શું? તેમને માટે એકજ આરો હતો, યમદેવનું શરણું લેવાનો. રેલનાં પાણી ધસમસતાં આવ્યાં ને સેંકડો

સ્ત્રી ને પુરૂષ, મોટાં ને નાનાં પાણીની સાથે ઘસડાવા લાગ્યાં. તેમના જીવમાંથી જીવ ઉડી ગયો વરૂણદેવનું ખપ્પર તેમનો ભોગ લેવા તૈયાર થયું પણ—

પણ ખામોશ! વરૂણદેવના એ રૂધિરતરસ્યા ખપ્પરને એક પારસી જુવાને પડકાર કર્યો. એ હતો દાદાભાઈ પાંડીઆ. ખાનદાન કુળનો એ ગભરૂ જુવાન તરવાની કળામાં ઉસ્તાદ હતો. એનું હૈયું ફુલની પાંદડીએ જેવું—નાજુક ગુલાબની કળી જેવું. વરૂણદેવની આ ક્રુરતા એનાથી ન સંખાઈ. એણે તેને પડકાર કર્યો. પોતે પ્રલયના પૂરમાં કૂદી પડયો. એના હૃદયમાં એકજ ભીષ્મ પ્રતિજ્ઞા ઘુંટાઈ રહી હતી—જેટલાંને બચાવાય એટલાને બચાવવાં. તોફાને ચઢેલી તાપીમાં ઝંપલાવવું એ મૃત્યુના મુખમા કુદવા સમાન હતું. પણ એ કંઈ આજના જમાનાનો છેલબટાઉ જુવાન ન હતો. નાટક ને સિનેમા, નવલકથા ને ટેનીસમાં એને એના જીવનનો ઉલ્લાસ નહોતો ભાસતો; ત્યાગમાં અને શૂરાતનમાં-સેવાના ઉછળતા સાહસમાં એને એના જીવનનો વિલાસ સાંપડયો. એણે પોતાનું કામ શરૂ કર્યું. જીવનનો એને મોહ નહોતો. સંસારના ક્ષણજીવી વૈભવોની એને તૃષ્ણા નહોતી. એક પુરૂષને એણે ઘસડયો-ખેંચ્યો-તરી જઈને પાણી બહાર મૂકયો. પછી બીજો-પછી ત્રીજો-પછી ચોથો-ને એમ-એ જુવાન થાકની કે આરામની પરવા કર્યા વગર જીવ બચાવતોજ ચાલ્યો. એણે ન જોઈ ભૂખ-ન જોઈ તરસ, ન જોયો દહાડો-ન જોઈ રાત. રાતને

સંતાનોને બચાવ્યાં. માતાની કૂખને ઉજાળનાર એ જુવાને કાળના મુખમાંથી એકસો છ જીવને મુક્ત કર્યા.

પણ સુરતના ઈતિહાસના એ સોનેરી બનાવને અમર બનાવવાને સુરતે શું કર્યું ? સાક્ષર શ્રી બ–ક–ઠાકોરે લખ્યું:

આ પરાક્રમ સદાકાળને માટે નોંધી રાખવા જેવું અસાધારણ કહેવાય. આપણે શાળોપયોગી ચોપડીઓમાં સેંટબર્નાર્ડ અને ન્યુફાઉંડલેન્ડના કુતરાઓની સેવાઓ નોંધીએ છીએ અને માણસે પોતાની જાતને જોખમમાં નાખી કરેલી મોટી સેવાઓના અહિંના દાખલા આપણને જડતા નથી, એટલે તે પણ યુરોપીય નોંધમાંથી ઉછીના લઈએ છીએ અને સામાન્ય રીતે માનીએ છીએ કે આપણે ત્યાં એવી વીરતા, એવુ પૌરૂષ અને એવી સમયસૂચકતા–એવું સાહસ પાકતાંજ નથી; પરંતુ આ આપણું આપણા લોકો માટેનું હીણું મન વાસ્તવિક નથી. મોટી રેલની કારમી તાણમાં એકસોને છ મડદાં જેવી કાયાઓને કાંઠે આણનાર માણસની આપણે શી કદર કરી ? તેને એક ઘડીઆળ રૂા. ૨૦) નું ઈનામ આપવામાં આવ્યું અને રેલ ફંડમાંથી રૂા. ૧૦૦) ની ભેટ મળી. આવી સેવાનો આર્થિક બદલો હોયજ નહિ. એ

ત્રાજવે એનું મૂલ્ય થાયજ નહિ. પ્રાચીન ગ્રીસમાં આવો મર્દ માણસ થયો હોત તો તેની સંગેમરમરની પ્રતિમા સરજાઇ હોત–આપણે તો એની છબી પણ સાચવી રાખવાની અક્કલ કે ગુણજ્ઞતા વાપરી નથી.

નિસંશય જે પ્રજાઓમાં ઇતિહાસનાં સાધનો નથી ઉપજતાં, નથી જળવાતાં, નથી ચર્ચાતાં તે, તે પ્રજાઓના અતિશય સ્વાર્થી અને અકૃતજ્ઞ સ્વભાવનુંજ પરિણામ છે.”



# કાળના જડબામાંથી

ક્યાં છે? ક્યાં છે હનુમાનનો એ પાકા ફળસમા જણાતા ભગવાન સવિતા-નારાયણને ઝાલવા માટેનો પ્રચંડ ભુસ્કો? ક્યાં છે—એ હજારો મુકુટધારીઓની મેદનીમાંથી અંબિકા અંબાલિકાનાં ભીષ્મે કરેલાં-સંયુક્તાના પૃથ્વીરાજે આદરેલાં હરણ? ક્યાં છે સુરતના કિલ્લાને એકે કુદકે વટાવી જનારી ઘોડીઓ અને શિવાજી સમા સવારો?

એ મરણિયાં સાહસ, એ કાળના જડબાને હંફાવનારા પડકારો, એ ઇષ્ટ પ્રાપ્તિને સાધતાં મરી ફીટવાની તમન્ના, એ ગરવાં જીવવાં ને એ ગરવાં મરવાં—ભારત, આજે તારે ત્યાં ક્યાં છે? એ તો જઇને વસ્યાં છે પશ્ચિમમાં-ને પશ્ચિમમાં આજે સૂર્યનો ઉદય થયો છે-સત્તાના સૂર્યનો, શક્તિના સૂર્યનો, સમૃદ્ધિના સૂર્યનો!

× × × ×

એનું નામ મોંશ્યુ વેનલેઅર. મરણીઆ ગોલ લોકોના પવિત્ર રુધિરસિંચનથી પાવન બનેલા ફ્રાન્સની ધરતીનાં એણે જળ પીધેલાં. એ ધરતીનાં એણે લૂણ ખાધેલાં.

એની રગેરગમાં મૃત્યુને હંફાવનારાં સાહસ વસે, સિદ્ધાંતને ખાતર મરી ફીટવાની તમન્ના વસે એમાં આશ્ચર્ય પણ શા ?

એ છે એક વિમાની. કાળા માથાનો માનવી કદિય ના ઉડયો હોય એટલે ઉડી બતાવવાના એને ઉંડા ઉંડા મનોરથ. વિમાનમાં બેસીને એવા કેટલાય પ્રયોગો એણે કર્યા ને છેલ્લે '૨૭ના જુલાઇનેજ એક શનિવારે—ભગવાન મારૂતિદેવને એ પ્યારે દિવસે—જાણે સૂર્યને ઝાલવા કાજે, જાણે તારાઓને વિણી લાવવા કાજે, એ ઉડયો. ઉડયો ઠેઠ બાવીસ હજાર ફૂટ. પૃથ્વી નીચે ચકર ચકર ફરે, ઉપર પોતે વ્યોમના વિહાર કરે.

પણ અચાનક—ઓહો !—એ શું થયું ? પ્રાણવાયુની પેલી નલિકા સ્થાનભ્રષ્ટ કેમ થઇ ? ને આ શું ? વિમાન તો સડસડાટ નીચે ઉતરે છે ! માત્ર ત્રીસજ સેકંડમાં, આંખ મીચીને ઉઘાડીએ એટલામાં, ગુરૂત્વાકર્ષણના મહાનિયમને સર્વથા આધિન એવું એ મહાવિમાન બાર હજાર ફૂટ નીચે ઉતર્યું ! બસ, ખલાસ ! હવે માત્ર એકજ પરિણામ નક્કી છે—વિમાનના ભુકે ભુકા ને સાથે વિમાનીના પણ ભુકે ભુકા. હાય, શું એ તારાઓને વિણી લાવવાના, એ સૂર્યફળને ઝીલી લાવવા સમા સૌથી ઉંચો વ્યોમવિહાર કરવાના કોડ મનમાં ઉગ્યા તે મનમાંજ શમાવાને સરજાયા હતા ?

ને વિમાનનો એ ભયંકર જોશ, એ ભયંકર અધોગતિ માનવીના દેહે શેં સહેવાય ? વેનલેયરને મૂર્છા આવી. એ મૂર્છાંજ હતી ?—કે મૃત્યુના અધિષ્ઠાતા યમદેવની સાથેના સજીવ હસ્તધુનન ? જાણે એ મહિષવાહન મહા દેવ તેની સામે મ્હોં મલકાવતા આવી ઉભા રહ્યા અને એણે તેની સાથે હાથ હલાવ્યા. અડધીજ મિનિટ !—બીજી પળે એની આંખ ઉઘડી ગઇ. એટલામાં તો વિમાન ક્યાંનું ક્યાં ય આવી પહોંચ્યું. પૃથ્વીથી પુરા પન્દરસો ફુટ પણ ન હોય.

એ ધન્ય પળ ! એને એની પેરેશુટ સાંભરી—(વિમાનમાંથી ઉતરી પડવાની સલામત છત્રી)—પરસેવે ઝેબાઝેબ થયેલ શરીરે તેણે પેરેશુટ ખેંચીને ઉઘાડવા માંડી. પણ એ કમનસીબ ! છત્રીએ ઉઘડવાની ના પાડી. વિમાન તો સડસડાટ ઉતર્યું જ જાય છે.

પૃથ્વીથી માંડ ત્રણસો ફુટ હશે. મૃત્યુને ભેટવા તૈયાર થઇ રહેલા વેનલેયરના હૃદયમાં અચાનક એક ચમકારો થયો. એક નવો વિચાર સ્ફુરી નીકળ્યો:

આમે મરવું, તેમે મરવું, તો પછી શાને ડરવું ?

ને કોઇ ઘેરી ગંભીર વિચારણા ચલાવવાનો, ગંભીર મનન કરીને નિશ્ચય કરવાનો તો સમય ક્યાં હતો ? વેનલેયરનો વિચાર ને નિશ્ચય ને અમલ એકી પળે બન્યાં. તેણે વિમાનમાંથી યાહોમ બહાર ભુસ્કો માર્યો !

ને એ અગાધ ઈશ્વરી લીલા ! એ અજાયબીભર્યાં વિધિસંકેત ! વિજ્ઞાનના વિકાસ કાજે, વ્યોમવિહારની પ્રગતિને માટે, માનવીનાં જ્ઞાનસામર્થ્યના પ્રવર્ધન માટે, ઈશ્વરી નિર્માણ જુદાંજ હશે. નિ:સર્ગ દેવીએ એ નિર્માણ સિદ્ધ કર્યાં. એક વિશાળકાય વૃક્ષની ડાળીઓની બેલડીએ તેને પુલ પેરે ઝીલી લીધો. ઝીલ્યો ને જાળવ્યો. વેનલેયર બચી ગયો. વિમાનના ભુકેભુકા થઇ ગયા.

× × × ×

એ મરણીયાં સાહસ, એ કાળના જડબાને પડકાર કરવાનાં શૂરાતન શિવાય, ઓ ભારત ! સ્વરાજ અને સ્વશાસન, પ્રગતિ અને વિકાસ, કીર્તિ અને પ્રતિષ્ઠા, લક્ષ્મી અને સમૃદ્ધિ સદૈવ દૂર દૂરનાં સપનાંજ રહેશે.



# કલાનો શહીદ

દર્ભાવતીના કિલ્લાનું પૂર્વદ્વાર કોતરાઇને પૂરૂં થયું. વિશ્વકર્માના અવતાર સમા, કલાસુંદરીના નવજોબન નાથ સમા હીરા મિસ્ત્રીએ એ પૂર્વદ્વારની કોતરણીમાં અજબ પ્રાણ પૂર્યો. શી એની લલિત અને સુયોગ્ય કલ્પના! શું એનું અજબ નાજુકાઈ અને અપૂર્વ ગૌરવભર્યું વિધાન! શો એનો પ્રેરણાભર્યો સંદેશો! દર્ભાવતીનો કિલ્લો રચવા મળેલી કલાકારોની એ ભવ્ય મંડળી પણ વિસ્મય પામી. હીરાના એ નાનાશા ટાંકણામાં હજાર હજાર જાદુ ભરેલાં એમ સર્વનું હૃદય બોલી રહ્યું.

થોડે દિવસે મહારાજ સિદ્ધરાજની સવારી પધારી. પોતાના અમર કીર્તિધ્વજ રૂપે ઉભા કરવા ધારેલા આ નવા દુર્ગને આખા ગુજરાતમાંથી વિણીચુટી કાઢેલા. કલાકારોએ કેવું સ્વરૂપ આપ્યું છે તે નીરખવા મહારાજ પધાર્યા. ને એમની આંખડી એ પૂર્વદ્વાર પર જાણે ચોંટી ગઈ હોય એમ ઠરી રહી. એના હૃદયના ભીતરમાં પડઘા થયાઃ આ અપૂર્વ કામ કોઈ દેવકારીગરનું છે. માનવીનું ન હોય. ગુજરાતમાં જ્યાં સુધી મહારાજ સિદ્ધરાજનું નામ અમર અને અવિચળ છે, પણ—

પણ—સંશયાત્મા !—

મહારાજના હૃદયમાં સંશયનો કીડો ઉત્પન્ન થયો. જે કારીગર આજે આ કામ કરે છે, તે એજ કામની કીર્તિને ભુંસી નાંખે, એ કામને પોતાના અપૂર્વ વિધાનથી વીસરાવી નાંખે એવું નવું કામ ન કરી શકે?

મહારાજે હીરાને બોલાવ્યો: હીરા! આ તારી સર્વોત્તમ કૃતિ છે?

હીરાએ માથું નમાવ્યું.

મહારાજ એક ડગ આગળ વધ્યા: એથી વધારે સારૂં કામ તો તું નજ કરે ના?

હીરાને મુખડે એક સ્મિત ફરક્યું: એ કેમ કહેવાય, મહારાજ? કલાદેવીની સર્વ શ્રેષ્ઠ પ્રેરણા કયારે આવે છે એનો કઈ નિશ્ચય છે?

ત્યારે તું આથીયે સારૂં કામ કદિક કરી શકે ખરો?

બનવાજોગ છે, મહારાજ.

મહારાજના હોઠ સખ્તાઈથી બીડાયા: હું.......ઠીક. સાંજે તંબુએ આવજે.

× × × ×

મહારાજ આસન પર બેઠા હતા. સામે હીરો ઉભો હતો.

"હીરા, મારી એક આજ્ઞા છે, તે તારે પાળવાની છે. મૃત્યુદેવના તને આમંત્રણ આવે, અને સ્વર્ગને પંથે તું સંચરે ત્યાં સુધી તારે આ સિદ્ધરાજ શિવાય

બીજા કોઈને સારૂ ટાંકણું ન ઝાલવું.—કર એવી પ્રતિજ્ઞા."

હીરો ચમકે છેઃ મહારાજ, આ તે શી માંગણી ? કારીગરનો દિકરો તો જ્યાં કામ મળે ત્યાં કરે.

"જીવનભર હું તને કામ આપીશ."

"તો કરીશ, મહારાજ."

'આખી જીંદગી સુધી ?"

"મારૂં દિલ ગોઠે ત્યાં સુધી મહારાજ, જીંદગીભર તમારી ગુલામી ન ઓજે."

"તો આજે પ્રતિજ્ઞા લેવીજ જોઈએ, કે હીરાનો હાથ પાટણનાથ શિવાય બીજા માટે નહિ ઉપડે."

"ન બને મહારાજ, ન બને !"

"તો એ હાથ હું કાપી નાંખીશ."

"તો ભલે, એ ઠુંઠો હાથ આખા જગતમાં સોલંકીની કદરદાનીના ઢંઢેરા પીટશે. ને જગત આખું સિદ્ધરાજનું સાચું સ્વરૂપ ઓળખશે !

"ઉદ્ધત જુવાન ! તુ કોની સામે બોલે છે, તેનો તને વિચાર છે ? આ ઘડીએ તને જીવતો ચણાવી દઈશ !"

સિદ્ધરાજની આંખો લાલચોળ બની.

"ભલે મહારાજ! એમાં તમારું ગૌરવ હો. કલા વેચીને ગુલામ બનવા કરતાં જીવતાં દટાવમાં મને આનંદ છે. સ્વાતંત્ર્ય એ કલાનો આત્મા છે. એ આત્માને છુંદાવા દેનાર આ હીરાધર ન હોય."

"આજે તારું મોતજ ભમે છે, કેમ? નથી માનવું?" સિદ્ધરાજે ગર્જના કરી.

"ના મહારાજ."

સિદ્ધરાજે તાળી પાડી: બીજી ક્ષણે હીરાધર કેદ બન્યો!

ને એ સાંજે એક કાળ ચોઘડીએ ગુજરાતના એ કલાશહીદને એજ કિલ્લાની એક દિવાલમાં જીવતો ચણવામાં આવ્યો. એ કિલ્લાના ચણતર એ કારીગરની કારીગરીજ નહિ, દેહથી પણ સિંચાયા! કલાને કાજે કુરબાની કરનાર એ વીરને સૌનાં વંદન હો, વંદન હો.

\+ \+ \+ \+

અને ઇતિહાસ ઉચ્ચારે છે કે પાછળથી સિદ્ધરાજને પસ્તાવો થયો. પાછળથી હીરાને તેની સ્ત્રીએ દિવાલમાંથી કઢાવી સાજો કર્યો. પાછળથી સિદ્ધરાજે તેની માફી માંગી અને પારિતોષિકોની છાબ ધરી. પણ હીરાની ફુલકળિ સમી અંગુલિઓને એ જીવતાં ચણતરે કચરી નાંખી હતી. ગુજરાતે એનાં કલાવિધાન હંમેશ માટે ખોયા. માત્ર ડભોઈનો હીરાભાગોળ નામે ઓળખાતો કિલ્લો હજુ પણ આ આખા પ્રસંગની સાક્ષી પૂરતો ઉભો છે.

# દેશનો દિવાનો

*

એનું નામ કેપ્ટન વિન્ટરનીસ. બર્લિન નગરીના એક ઉંચા આવાસમાં એ વસો વસતો. સારૂં જીવન રણસંગ્રામનાં ખેલનોમાં ગાળી હવે એ આરામ લેતો હતો. મહાયુદ્ધ શરૂ થઈ ગયું હતું, અને તેમાં દેશને કાજે પોતાની આહુતિ આપવા એનો પુત્ર સમશેર સજી રણે ચઢ્યો હતો. એ પુત્રની એક માત્ર કન્યા દાદાજીની સેવા કાજે તેમની સાથે વસતી.

પણ એ દાદાજી! એ દાદાજીની સેવા તો કોઈ મહાપર્વતને ઓળંગવા સમી વિકટ હતી. દાદાજીનું જીવન એકજ અમૃતરસ પીવાને તલસ્યા કરતુ: જર્મન સેનાના દિગ્વિજયની વાતો. દાદાજીના કાન એકજ સંગીત સાંભળવાને તલપ્યાં કરતાં: દેશપિતાને કાજે બલિદાન દેવા નીકળેલા સેનાનીઓના વિજયનાદનું. એ શીવાય એમને બીજી તમન્ના નહોતી—એને બીજી ચિંતા નહોતી—બીજી એને સ્વપ્ને પણ ઝંખના નહોતી.

એક દિ શહેરમાં સુનકાર છવાઈ ગયો ઈંગ્રેજ અને ફ્રેન્ચ સૈન્યના ભેગા બાહુ-

બળે જર્મન સૈન્યોને શિકસ્ત પર શિકસ્ત આપવા માંડી છે એવા સમાચાર સંભળાયા. કેપ્ટન વિન્ટારનીસના કાન પર પણ એ સમાચાર રૂપી વજ્રછાટ તૂટી પડી. એના હૃદયમાં જાણે સો સો ખંજર ભોંકાયા—એની આંખોમાંથી જાણે ખૂન ઝરવા લાગ્યું. વૃદ્ધાવસ્થાથી દુર્બળ ને જર્જરિત બનેલો એનો દેહ ધરાશાયી થયો—જાણે એનું પ્રાણ પંખેરૂં ઉડી ન ગયું ન હોય! બાળા ગભરાણી—મુઝાણી. જાણે દાદાનું શિરચ્છત્ર મારે માથેથી છિનવાઈ ગયું!

દાકતર આવ્યો. બાળાને આશ્વાસન મળ્યાં: હજુ દાદા જીવે છે. દાકતરે જર્જરિત દેહમાં શક્તિ પૂરે તેવા ઉપચારો કર્યા. પણ દાદાના શરીરે મચક ન આપી.

ને આપે પણ શી રીતે? એ શરીરને માટે તો બીજાજ ઉપચારો નિર્માણ થયા હતા. બીજા દિવસનો ભાનુ બર્લિનના આકાશમાં ભભુક્યો, ને સારા દેશમાં હરખનાં પૂર ફરી વળ્યાં. જર્મન સૈન્યે એક સ્થળે હજારો ઇંગ્રેજોને મસળીને રગદોળી નાંખ્યા હતા! ડોસાને કાને પણ એ સાદ પડયો. હા, એ સાદને કાજેજ એનો આત્મા ઝંખી રહ્યો હતો— એના નિશ્ચેતન દેહમાં ચેતન પૂરનારો એજ એ અમૃતરસ હતો! ડોસો ઉઠીને બેઠો થયો!

બાળા દાદાજીનો રોગ સમજી. દાકતરને પોતાના દર્દીનું દર્દ પરખાયું—બંનેએ એ અદ્‌ભુત આત્માને તેના દેહ પિંજરમાં પૂરી રાખવા માટે કાવતરૂં રચ્યું. સારી

દુનિયા જ્યારે જર્મનીના થતા જતા કચ્ચરઘાણના સમાચાર સાંભળતી ત્યારે બર્લિનના એ એકાકી ખૂણાના એ એકાકી આવાસમાં જર્મનીના વિજયઘોષોની વિરાટ ગર્જનાઓ સંભળાતી. દાકતર અને પેલી પૌત્રી—બંનેનુ એ કાવતરૂં હતું. જર્મનીના નવાનવા વિજયોના સમાચાર એ બેના ફળદ્રુપ ભેજાના કલ્પનાપ્રદેશમાં રચાતા અને ક્રમાનના કર્ણદ્વારા તેના આત્મામાં આનંદની છોળો ઉછળાવત. એમ ને એમ, ડોસાનો પ્રાણ ટકી રહેતો—તેના દેહનું શક્તિતત્ત્વ અક્ષુણ્ણ રહેતું.

× × × × × ×

પણ આજે એ છેલ્લો દિવસ હતો! આજે, આજે પેરીસ જીતીને જર્મનસેના વિજય વાવટો ફરકાવતી બર્લિનમાં પ્રવેશવાની હતી. આજે દેશપિતાની સારા જગતના સામ્રાજ્યોમાં મુગટ રૂપે જાણે સ્થાપના થઇ જવાની હતી. કેપ્ટનની એ બાબત ખાતરી હતી.

પણ શાની ખાતરી? અરે, આજે તો વિજયી ઇંગ્રેજ અને ફ્રેંચ લશ્કરો બર્લિનમાં વિજેતા તરીકે પ્રવેશ કરતા હતા. જર્મનીના સ્વાતંત્ર્યનો આજે તો મૃત્યુ ઘંટ વાગી રહ્યો હતો. સારૂં બર્લિન આજે લજ્જાથી બળી જળી રહ્યું હતું. પણ—પોતાના આવાસની ઉંચી ઉંચી અટારીમાં વિજયી જર્મન સેનાની રાહ જોતો કેપ્ટન વિન્ટારનીસ ઉભો હતો!

અને જુઓ જુઓ ! દૂરથી પેલા ઘોડા દપટાવતા કોણ આવે છે ? જુઓ જુઓ ! પેલા વિજયના ગર્વથી ગાજતા મદમાતા સેનાનીઓ કેવા ધસ્યા આવે છે ! સાંભળો સાંભળો ! એ તો રૂલબ્રિટાનીઆ ગવાય છે. અરેરે ? એ તો ફ્રાન્સનાં લા માર્સેઈલીસની કડીઓ ઉચ્ચારાય છે ? ઓ હૈયાં .....! ઓ દેશ...... !

અટારીમાં ઉભેલા વૃદ્ધથી એક ચીસ પડાઈ ગઈ. તેની જીભ ચિત્કારી ઉઠી: ઉઠો રે ઉઠો ! તૈયાર થઓ ! આ તો શત્રુઓ આવે છે ! બર્લિનવાસીઓ ! દેશ પિતા કાજે તમારાં માથાં વધેરો.

ગગનને ભેદી નાંખે એવા એક ચિત્કાર સાથે એ વૃદ્ધનું શરીર એકદમ ભૂમિ-પર પડ્યું. વિજયી ઇંગ્રેજ સરદારે પાસે આવી નજર કરી: એ દેહમાંથી પ્રાણપંખેરૂં ઉડી ગયું હતું !

દેશના એ દિવાનાએ દેશનો વિજય ઝંખતાં, પોતાની વાટ જોતી અપ્સરાની વરમાળા પહેરવા સ્વર્ગને પથે પ્રયાણ કર્યું હતું !

સમાપ્ત

